૪૭૪૫

૪૭૪૫

# ગુલી ગરીબ

અથવા

## દીકરા તે દોલત—કેળવે તે ભોગવે.

એક વાર્તા.

(ભાગ ૬—સફે ૫૧૫ થી ૬૧૬ સુધી.)

રચનાર

કેખુશરો નવરોજજી કાબરાજી.



મુંબઈ.

મ્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપીઉં.

સને ૧૮૯૧ ઈસવી.

કીમત ૮ આનાં.

૪૭૪૬

# ગુલી ગરીબ

અથવા

## દીકરા તે દોલત—કેળવે તે ભોગવે.

એક વાર્તા

(ઈંગ્રેજી ઉપરથી)

રચનાર

કેખુશરો નવરોજી કાબરાજી.





મુંબઈ,
જહા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપીછે

સને ૧૮૯૧ ઈસવી.

# અર્પણ પત્રિકા.

---

મારી મરહુમ માહબૂબ

## પ્રિય કુવરબાઇ

જેની સાદી જીંદગીએ મારા ગરીબ સંસારને સુખી કીધોછે,

તેની

ગરીબી વચ્ચે ઘેર ચલાવવાની કરકસર તથા કળ કુનેહથી

નિર્ધનપણાનાં સુખદુ:ખો તથા દુ:ખ પાછળની ફતેહોનાં

આ નાનાં ચિત્રની રચના કરતીવેળા

તેના જીવતા દાખલાની જે ચાલુ મદદ મને મળી હતી

તેની પવિત્ર યાદમાં

તેનાજ સરખી એક સમજુ, સબુરીવાન અને સહનશિલ બાયડીનો,

તેનાજ સરખી એક કળવકલે કામ લેતી ઘર ધણીયાણીનો,

તેનાજ સરખી એક મુસીબતો વચ્ચે રસ્તો કાપનારી અબલાનો,

તેનાજ સરખો એક અસરાફ, ડાહી અને દુનિયાંદાર બેહનીનો,

અને

તેનાજ સરખી એક ફરજંદોને ઉછેરવામાં ફતેહમંદ માતાનો

આ સાદો હેવાલ

પ્રેમપુર્વક માન સાથ અર્પણ કરૂંછું.

કેખુશરો નવરોજજી કાબરાજી.

મુંબઈ, આગસ્ટ, ૧૮૯૧.

## આઈમાયનું "કાજ."—"પેહલા નંબરની હરામખોરી!"

"આઈ, તું જાણેછ કે?" હોરમજશાહ શેઠે કહ્યું "તારે વાસ્તે કાજ આવ્યુંછ જો."

એક જુવાન કન્યાને માટે આ સવાલ અજબતાં જરા નાજુક હતો. હોરમજશાહ શેઠે પોતાની દીકરીને તે લગાર અચંબુચ કહ્યો એટલુંજ નહી પણ વળી એક દાહડે ખાતાં ખાતાં નાસતાની ટેબલ ઉપર બધાનાં દેખતાં કહ્યો. આઈમાય લગાર તાજુબ થઈ, જરા હસી, પણ એથી વધારે કશો વિચાર તેના મનમાં આવ્યો નહી.

"લે, આઈ, તારૂં તો ફૂકે ફાટેછ" તેના લંગડા ભાઈ જાંહગીરે તેની રમુજ કીધી. આજે જાંહગીરનું દર્દ નરમ પડેલું હતું અને તે વધારે ખુશમિજાજમાં હતો. "આઈની ઉપર તો ચરર મરર જાબરી ચાલેછ. માગાંપર માંગાં આવેછ ને બધાં જણ આઈનેજ વહુ કરવા માગેછ. દુનિયામાં આઈમાય થવામાં તો કેથું જબરૂં માન દેખું! બાવા, વળી એ કોણ ઉમેદવાર નિકલ્યોછ?"

"તે મને કેહછ, જાંહગીર" તેના બાપે ઉડાવનારો જવાબ દીધો "કે તેનું બધું સુખ તારી બેહન સાથ પરણવામાં સમાયલું છે. સાથે તારી બેહનનું સુખ પણ તે વિચારતો હશે, પણ તે તેણે કહ્યું નહી."

"પછી તમે શો જવાબ દીધો હોરમજશાહ?" ખરશેદબાઈએ લગાર ઉલટથી પુછયું.

"મેં કહ્યુંકે હું તે માગું આઈની આગળ રજુ કરીશ. બીજું શું કહું?"

"પણ તેમાં આઈ શું કેહ? એતો બચ્ચું છે. એ શું સમજે કે જવાબ દેય?" ખરશેદબાઈ બોલ્યાં.

"હા માયજી, હું હજી બચ્ચું છું." આઈમાયે ટેકો આપ્યો. "મને મારૂં ઘેર ઘારે વ્હાલું છે. મારી નાની ઉમરમાંથી મને માબાપનું ઘેર છોડવા ગમવાનું નથી."

"પણ મારા સવાલનો જવાબ કયાં છે?" જાંહગીર લંગડાએ તકાજો કીધો. "હું પુછુંછ કે આઈમાયના એ વરનું નામ શું?"

"વર? હવે પછીનો વર, એમ કેહ જાંગલા" આઈમાયે હસીને ભાઈની ભુલ ભાંજી.

"તું હસ્યા કરવાની કે આઈ? પરણવાની વાત તે શું કાંઈ હસવાની વાત છે કે?" લંગડાએ પોતાની બેહનને ધમકાવી. "પણ બાવાજી હું ફરીથી જાણાવા માગુંછ કે મારી આઈને વાસતે એ નવો ઉમેદવાર કોણ નિકલ્યોછ? આપણી પાસેનો બુઢો માણકજી મોતીવાલો કે? કે જેને હમાલો ખુરસી ઉપર ઉચકીને દાદરપર ચહડાવેછ ને ઉતારેછ? હું તો આઈને હંમેશ કહુંછ કે જ્યારે હશે ત્યારે એ પૈસાદાર બુઢા સાથ એનું થવાનું."

"નહી. જેણે માગું મોકલ્યુંછ તેના લગનમાં આઈમાયને પૈસાનો લાભ કાંઈજ નથી." હોરમજશાહ શેઠે ઉપલી ખુશ મશ્કરીનો તેવીજ ખુશીથી જવાબ દીધો "જે ધણી આઈનો હાથ માગેછ તે કાંઈ પૈસાવાળો નથી."

"ને તે છતાં પૈસાદાર પુતલીને પરણવા માગેછ એવો તે કોણ છે?" જાંહગીરે ફરી ફરીથી પુછયું.

"તે તો આપણાં કારખાનાનો એક નોકર છે." શેઠે ભરમમાંજ ખોલાસો કીધો.

આ વખતે આઈમાય ચાનુ એક કપ તેની માયે કરી આપેલું બેઠી બેઠીજ પોતાના બાપને આપવા જતી હતી, પણ તેજ વખતે હોરમજશાહ શેઠના મોહમાંથી જેવો છેલો જવાબ નિકલ્યો કે આઈનો હાથનો ઉમેદવાર તો એક ગરીબ જુવાન હતો અને વળી તે શેઠને ત્યાં નોકર હતો, કે

તુર્તજ આઈમાયને કાંઇ વીજલીની ચમક જેવા આચકો લાગ્યો, તે આચકો ચાના પ્યાલાને પણ લાગ્યો અને તેથી ચા ઢોલાઇને શેઠના બદિયાન તથા સદરા ઉપર પડી.

આઈમાય ગભરાઇ ગઇ, ફગલાઈ ગઈ, તેના ગાલ ઉપર લાલ લોહી ચઢી આવ્યું. શેઠે તે જોયું, પણ ખરશેદબાઈનું તે ઉપર ધ્યાન ગયું નહી. તેવણની નજરતો શેઠના ખરાબ થયલા પોશાક ઉપર ગઇ. આઇ તે લુછવા ઉઠી, પણ હોરમજશાહ શેઠ જોતા હતા કે તે વેળા આઈમાયના હાથ ધ્રુજતા હતા અને તેના ચેહરાનો લાલ રંગ ગુલાબી થઈને હવે ફિકાસ પકડતો હતો.

એ માગું મોકલનાર ઉમેદવાર તો આપણા મનચેરજી મોટાભાઇનો વીકાભાઈ છે. હોરમજશાહ શેઠે તુર્તજ ખોલાસો કરવાની જરૂર જોઈ.

"વીકાભાઇ?" જાંહગીરે તુચ્છકારથી પુછયું.

"વીકાભાઈ?" ખરશેદબાઇએ તાજુબીથી પુછયું.

"વીકાભાઈ?" આઈમાયનો ગભરાટ તુર્તજ નરમ પડવાથી તેણે હસીને પુછયું. આઇમાયની જાણેકે એક મોટી ચિંતા ટલી ગઈ હોય તેટલી તે ખુશી જણાઈ.

"પણ બાવા તમે એને શો જવાબ દીધો?" આઈમાયે હવે ઉલટથી પુછયું.

"જવાબ તો મેં તારી ઉપર રાખ્યો. તોપણ મેં મારૂં મત કેહવાનું હતું તે કહ્યું."

"ત્યારે તમારૂં મત શું હતું બાવાજી?" લંગડાએ જાણવા માગ્યું.

"જો વીકાભાઈ એમ સમજે કે આઈ તેનું માગું કબૂલ કરશે તો મારી દીકરીની સમજણ શક્તિ વિષે હું ભુલ્યો એ મારૂં મત હતું. તોપણ મારી દીકરીની મરજી ઉપર મેં રાખ્યું."

"ને તમે વાજબી મત આપ્યું બાવાજી" આઇમાયે તુર્ત ટેકો આપ્યો. "હું જવાબ આપું! એ કેવી મુર્ખાઈ! એ દુકતા તરફ તો હું કદી જોઉંબી નહી."

હોરમજશાહ શેઠ આ જવાબથી મનમાં હસ્યા.

"કોણનું નામ દીધું તમેબી? એ ભુવો સોનામાં તોલાય તોબી હું કબુલ નહી રાખું." આઇમાયે પકો ઠરાવ બતાવ્યો.

"પણ તું જાણેછ કે દીકરી?" શેઠે વધાર્યું "કદાચ એ સોનામાં તોલાય તોપણ એની કીમત હું સોનાથી નહી કરૂં, હું એની બીજી કીમત જોવું નહી ત્યાં સુધી તારૂં એની સાથ કારજ કરવાની હું રજા આપું નહી."

"હં! રજા આપો! હં!" જાંહગીરે પોતાના સરેસતાના ફુંફાડાથી હુકારો પુરયો, "અગરજો મારી બેહનનું મન એવા કોઈ હલકા માણસ તરફ ઢલે તો હું શું કરૂં તે જાણોછ કે? હું આપણા બબરચી મેહલાને લાંચ આપીને એક મીઠાં કેકમાં સોમલ નખાઉં ને પછી તે કેક મારે હાથે મારી બેહનને ખવાડું અને વળી તે ખાય તે જોવા હું ખુશીથી ઉભો રહું."

"ચુપ! ચુપ! નાદાન! મુર્ખ ના થા." ખરશેદબાઇએ તેને ધમકાવ્યો.

"એમાં મુર્ખ સાનો માયજી?" આઈમાયને જાંહગીરનો જવાબ ઘણો પસંદ આવ્યો. "વીકાના માગાં કરતાં જાંહગીરનો જવાબ ઓછો મુર્ખાઈ ભરેલો છે."

"વારૂં હોરમજશાહ, એણે આઈની સાથ પરણવા માગ્યું ત્યારે કહ્યું હશેની કે તે બૈરીનું ગુજરાણ ક્યાંથી ચલાવશે?" ખરશેદબાઇએ સવાલ પુછયો.

"બૈરીનું પેટ કેમ ભરવું તે તો તેની જાણે બળા." શેઠે આ મુર્ખ નાન્લાશેઠની મશ્કરી ચલાવી. "તેને પરણવા સાથે ગરજ! બીજું શું? તેના મનમાં કદાચ એમ હોય કે તેને જમાઇ કીધા પછી આપણે તેને ઘેરમાંજ રાખીશું એટલે પછી બૈરીનું ગુજરાણ તે ચલાવે તેના કરતાં તેનું ગુજરાણ તેની બૈરી ચલાવશે."

"પેહલા નંબરની હરામખોરી!" જાંહ-

ગીર ચીહરડાઇને ગાળ દેવા પડયો. "હરામખોરી એના બાપદાદે આધે ઉતરતી આવેલી છે. મેહનત કરીને કમાવાનું તો એ દુકતાઓને માબાપે શિખવ્યુંજ નથી. બસ આઈતાંપરજ કોયતું મારવાનું!"

"ત્યારે, આઇ, તું એનું માગું નાકબૂલ રાખેછ કે?" તેના બાપે પુછયું "તારો શો જવાબ?"

"તમારે ગમે તે જવાબ આપજોની બાવાજી" આઈમાય તુચ્છકાર સાથ બોલી. "તને કેહજોની કે તેના કરતાં તો એક બબરચીનો હાથ કબુલ કરવો ભલો. જો મારી પસંદગી વીકા અને એક બબરચી વચેનીજ અટકી રહે તો હું એ હરામખોર માણુસ કરતાં તે મેહનતુ માણુસનો હાથ પસંદ કરૂં. આવું માગુ કરતાં મુવાને કાંઈ આલસ નહી આવી?"

"નહી. જો પાર પડતો ટીકોતો અછો લગાવ્યોછ."

"પાર પડતો!" જાંહગીરે ટકોરમાં શરત ઉમેરીને પછી આઇને સલાહ આપી. "આઈ જો મારૂં કહ્યું માને તો એ લુછા ઉપર ખામખા વેર લેવા સારૂં તું આજને આજ આપણા પડોશી માકા કાકા ઉપર તારૂં માગું મોકલ. શું તું એક બેહનની ખાતર દરએક રખડતા બામટાનાં આવાં માગાંનું અપમાન ખમીયે કે? તેના કરતાં તો તું પાસેના માક કાકા સાથ પરણી જાય તે ભલું. વીકાને સજા કરવાની એજ રીત સરસ છે."

"ચાલો માડી વાલો. પેલો રૂસ્તમ આવેછ" શેઠે પછવાડે જોઇને સુચવ્યું.

"રૂસ્તમ આવેછ તો શું છે?" જાંહગીર એકવાર ચીહરડાયો કે પછી મુગો રેહવો મુશકેલ હતો. "હા. જો વીકાભાઇના મગજમાં રૂસ્તમનું ભેજું હમણાજ મુકી શકાય, અને વીકાના દિલમાં રૂસ્તમનું દિલ ઉમેરી શકાય તો વાત જુદી કહીયે."

રૂસ્તમ શેઠ સાથ કાંઈ અગત્યના કામ સારૂં આવ્યો હતો, પણ શેઠે નાસ્તો પુરો થતાં સુધી તેને બેસાડયો.

"પણ સાહેબ કારખાનાનો વખત થઇ ગયોછ." રૂસ્તમે જલદી જવાની જરા બોહોસ કીધી.

"વખત થઇ ગયોછ તો થવા દે. એક દાહડો મોડા ગયા તો શું? આપણે બેહુ સાથે જઇશું. તું નાસ્તાપર બેસ."

શેઠના હુકમથી રૂસ્તમ નાસ્તા ઉપર થોભ્યો અને વાતો કરવા લાગ્યો.

"આજે, સાહેબ, મારા બરજોની કાલેજ પાછી ઉઘડીછ, ને એ એક પદવી ચહડયોછ." રૂસ્તમે બધાંને ખુશ ખબર કહી. "એના માસટરે એને ખાસ સ્કાલરશિપ આપતી કરીને કાલેજના વર્કશાપમાં હુન્નર શિખવવા ઉપર લીધો."

"ઘણુંજ સારૂં થયું" શેઠે એ વિચાર પસંદ કીધો. "પણ રૂસ્તમ તારો ભાઈ સોહરાબ શું કરેછ?"

"તેતો આ વર્ષની એલ. એલ. બી. માં જવાનો છે ની?" લંગડાએ યાદ આપી.

"હાજી. ને તેની જબરી મેહનતમાં પડયોછ." રૂસ્તમે કહ્યું. "પરિક્ષામાં પાસ થશેતો મારાં માય એને એકદમ હાઈકોર્ટમાં આડવોકેટ દાખલ ટર્મ ભરવા મોકલવાના છે."

"ત્યારે તો તારો ભાઇ બારિસ્ટર થશે રૂસ્તમ?"

"જેવો ખોદાનો હુકમ સાહેબ."

## જુવાનોનો એક ગુચવાડો અને બુઢાંઓની એક નાલેશી.

નાસ્તો પુરો થયો. હોરમજશાહ શેઠ બાહાર જવાના કપડાં પેહરવા ગયા, ખરશેદબાઈ પણ શેઠ સાથ કાંઇ અગત્યની વાત કરવા તેવણનાં ઓરડામાં ગયાં. આઇમાયની વર્ષગાંઠ આવી હતી, માટે શેઠ એક જીયાફત આપવા ધારતા હતા, અને ખરશેદબાઈ તે વાત કરવા ગયાં હતાં.

જમવાના ઓરડામાં જાંહગીર, આઇમાય ને રૂસ્તમજ રહ્યાં. આઈમાય એક ટેબલ આગલ જઇને વાંચવા બેઠી અને રૂસ્તમને જાંહગીર લંગડો વાત કરાવતો કરાવતો બારી આગળ લઈ ગયો.

"રૂસ્તમ તું શું ધારેછ? પેલો લુચ્ચો વીકાભાઇ શું ચા પીતો હશે?" જાંહગીરે આજની વાત તેને હરૂસેથી કેહવા માંગી.

"શું? વળી શું ચા પીધી?"

"એની છેલી બેઅદબી જાણી કેની? એણે બાવાપર શું કેહવડાવ્યું તે?"

"હં હં! હું સમજ્યો" રૂસ્તમને અચબુચ યાદ આવ્યાથી તે બોલ્યો "એણે શેઠપર અંતે કેહવડાવ્યું કે? એતો હું ઘણા દાહડા થયા જાણુંછ."

"શું? તું એ બેઅદબી જાણતોતો?"

"હા. તેતો એણે પોતેજ મને કહ્યુંતું."

"અને તે તેં સાંભલ્યા કીધું? રૂસ્તમ તેં તેને લાત કાં નહી મારી?"

"લાત મારૂં? કાં? મને શો હક કે હું વચે પડું?"

"કાંઇ નહી તો મારા દોસ્ત દાખલ એને મારવો હતો? એ કોણ? એની તાકાત શી કે એ બાવાપર એમ કેહવડાવે?"

"હું નથી જોતો, જાંગલા કે તુનેબી એની વચે પડવાનો હક હોય."

"અંહ! કદાચ તુનેતો એ પેગામ પસંદ આવ્યો હશે?"

"પસંદ આવે કે નહી તે મારૂં કામ નથી."

"અંહ! કદાચ તેં ધાર્યું હશે કે એ ગધાએ બાવા પર કેહવાડાવ્યું તે થાય તોજ સારૂં." જાંહગીરે ઠપકો ચાલુ રાખ્યો.

"થાય, નહી થાય, તેમા મારે કશું બોલાય નહી."

"હં હં! ઘણી મેહરબાની! રૂસ્તમ, દોસ્ત તે એવાજ કહીયે! અરે આઈ! આઈમાય! અંહી જો." હવે લંગડો રૂસ્તમને છોડી પોતાની બેહનને હાંક મારી કેહવા પડયો. "આઈ! રૂસ્તમ કેહછ તે સાંભળેછ કે?"

આઈમાય કાંઈ વાંચવા બેઠેલી હતી ત્યાંથી ઉઠીને આવી નહી, પણ ચોપડીમાંથી ડોકું ઉચું કરીને આ બે જવાનો ઉભા હતા ત્યાં જોયું.

"આઈ! રૂસ્તમતો ભલામણ કરેછ કે વીકાભાઈ વિષે હમણાજ બાવાએ જે વાત કહી, તે થાયતો સારૂં."

આઇમાયે પાછું નીચું જોઇને વાંચવા માડયું.

"હું એમ બોલ્યોજ નથી." રૂસ્તમ જાંહગીરની સહરાગાત કરવાની ટેવ જાણતો હતો માટે હસીને બોલ્યો. "મેં એમ કહ્યુંજ નથી કે તે થાયતો સારૂં."

"તું એ વાત આગમચની જાણતોતો તે છતાં અમારી આગળ બોલ્યો નહી."

"એ વાતતો હું ઘણા વર્ષની જાણુંછ." રૂસ્તમે અચબુચ ઉમેર્યું. "વીકાભાઈના મનમાં એ ઉમેદ ઘણા વર્ષની છે."

"ઘણા વર્ષથી?" જાંહગીર ઘણો અચરત થયો. "શું એનાં બચપણથી કે? એ વાત વળી ઘણા વર્ષની તે કેમ હોય?"

જાંહગીરને શક ગયો કે રૂસ્તમ કોઇ બીજીજ વાત કરેછે, માટે તેણે ખુલ્લું પુછયું "રૂસ્તમ, તું વીકાભાઈની કેઇ વાત વિષે બોલેછ."

"એજ. શેઠનો ભાગિયો થવાની." રૂસ્તમે ખોલાશો કીધો. "કારખાનામાં શેઠની સાથ ભાગ કરવાનો એનો વિચાર લાંબી મુદતનો છે."

"અરરરરર! તે વાત નથી." જાંહગીર હવે ખુશી થઈને હસ્યો. "રૂસ્તમ, આંધલે બેહરૂં કુટાયછ. અમેતો બીજીજ વાતના વિચારમાં હતાં. પણ ત્યારે શું વળી એ શેઠનો ભાગિયોબી થવા માગેછ કે?"

"હા. એણે મને કાલેજ કહ્યું કે શેઠની કંપની થોડા વખતમાં હોરમજરાહ, વીકાજીની કુાં ને નામે ચાલશે."

"ખરેખર? એ છાવો શું ચા પીતો હશે?" જાંહગીર ઘણા ક્રોધથી તાતીને બોલ્યો. "એતો હશે. પણ રૂસ્તમ, આજની વાત એ નથી. ભાગિયો થવા માગે તેતો બેઅદબી ખરી, પણ આજની બેઅદબીતો તેનેબી વિસરાવેછ. એણેતો આઈની માગણી કીધીછ."

આ છેલું વાક્ય જાંહગીર આસ્તેથી બોલ્યો. રૂસ્તમ તે બરાબર સમજ્યો નહી. તેણે પાછું પુછયું. "શું? આઈમાયની માગણી કીધીછ? એટલે શું?"

"એટલે શું તે તું નહી સમજતો કે?" જાંહગીર એટલામાંતો ખીજવાઈ ગયો. "પરણુવા, પરણવા, તે આઇમાયને પરણવા માગેછ.

"એનું ભેથડ!" રૂસ્તમ અડધા ધિક્કાર, અડધા ગુસાથી બબડી ઉઠયો, પણ તેજ વખતે તેણે બારીની બાહાર ડોકાવીને પોતાનો ઉસકેરાયલો ચેહરો છુપાવ્યો.

"તું માનશે? એ મુજીએ પોતે શેઠની આગળ એ માંગણી કરવાની હિમત ચલાવીછ! શું શોખ ચસમ હશે? શું ધાર્યું? બિચારી મારી આઇ મિસીસ વીકાજી દાખલ કેવી લાગે વારૂ?"

"અને આઈમાય તેને કબુલ કરશે કે?" અંતે રૂસ્તમે બારીમાંથી અડધું મોહડું બાહાર કાહાડીને પુછયું.

"હા! હા! તો! તો! આઇમાય એને કબુલ કરશેજ તો! જા જા! આઇને મુબારકબાદી આપ! ખોટી શી કરેછ! ગધા! અરે ગધા!"

જાંહગીર આ શબ્દો એવા ગુસાથી બોલ્યો કે હવે તો આઇમાયને ઉઠીને આગળ આવવાની ફરજ પડી. તેણે પોતાના ભાઇના બોલો સાંભલ્યા નહી, પણ તેના ક્રોધામય કંઠ સાંભલ્યો અને તે પુછતી આવી કે "શું છે જાંહગીર, વળી શાનો બિચારા રૂસ્તમપર તરડાયછ?"

"ગધો તે ગધોજ!" જાંહગીર પોતાની બેહન આગલ રૂસ્તમની રાવ કરવા લાગ્યો. "હજીતો મને પુછેછ, આઈ, કે તું વીકાભાઇ સાથ પરણુવાને હા કેહશે કે? ત્યારે મેં કહ્યું કે હા. મૂર્ખનો મૂર્ખ હોય તેજ એ સવાલ પુછે."

રૂસ્તમે આઇના ઉઠી આવ્યાથી પાછો પોતાનો ચેહરો લજવાઇને બારીની બાહાર છુપાવ્યો હતો તેને અંદર જોવાની ફરજ પડી અને તેના ગાલ ઉપર જાંહગીરે લોહી ચહડી આવવાનો લાલ ગુલાબ દીઠો. આઇનો ચેહરો પણ કુદરતી લાજથી લાલ થઈ આવ્યો, જ્યારે તેણે પોતાનાં ભવાંની ચાંચી કમાન ગોયા ભાંય ઉપર ફેંકી રાખી હતી.

જાંહગીર પેહલાં એકને અને પછી બીજીને અચરતીથી જોતોજ ઉભો. પણ તેટલામાં હોરમજરાહ શેઠ તૈયાર થઈને રૂસ્તમને બોલાવતા આવી ઉભાથી જુવાનોનો આ ગુચવાડો મટી ગયો.

રૂસ્તમ જતી વેળા ધારા પ્રમાણે આઈમાયને ડોકિયું કરી નમ્યો અને જાંહગીરને પુછયું "જાંગલા, આજે દાદર સભામાં આવશે કે?"

"નહી. હું નથી આવવાનો." જાંહગીરે મિજાજથી જવાબ દીધો "આજે મારો મીજાજ ઠેકાણે નથી. મુજી, હેમક, મારી બેહન સાથ પરણુવા નિકલ્યોછ, ને વળી તું બીજો હેમક મને પુછેછ કે તેમ બનશે

કે? બસ થઈ ચુકયું! મારા મિજાજ ગયો!"

રૂસ્તમ હસીને શેઠ સાથે હેઠલ ઉતર્યો, પણ જાંહગીર બારીએ ઉભેલો હતો તેણે રૂસ્તમને પાછી હાંક મારીને બોલાવ્યો. શેઠને જરા બોટી કરીને રૂસ્તમ પાછો માળા ઉપર આવ્યો.

"રૂસ્તમ, રૂસ્તમ, મારી બેહને જવાબ શો દીધો તે હું કેહવાને ભુલી ગયો. આઇએ જવાબ દીધો કે હું વીકા સાથ પરણું તે કરતાં તો કોઈ બબરચી ભલો."

રૂસ્તમે જોયું કે આઇના એ જવાબ ઉપર જાંહગીર ખુશી ખુશી હતો અને એને એટલી અગત્યતા આપતો હતો કે તે કેહવાની ખાતર તેણે રૂસ્તમને ખામખા ઉપર બોલાવ્યો હતો!

"રૂસ્તમ, કાંઇ ગપ સાંભલી કે?" હોરમજશાહ શેઠે રૂસ્તમની સાથે કારખાનામાં જતાં જતાં ગાડીમાં વાત ચલાવી. "પેલા ભીખુભાઈ વિષે નવી વાત સાંભલી કે?"

"હા સાહેબ, ગપતો છે."

"કેહછ કે આજ ચાર દાહાડા થયા તે કરાંચીથી કોઇ ઓરત સાથ કેથે નાહસી ગયોછ? શું એ વાત ખરી હશે?"

ગામમાં એ વાત ઘણી ચાલી હતી. ઘેરનાં ઘરડાં બોખાંઓ એ વાત ઘણી માનતાં હતાં. એ વાતની સચાઇ નહી માનવાજોગ કાંઈ નહી હતી. શેઠબાવાના પેલા નાન્લા-શેઠો વિષે કાંઈબી વાત માનવાજોગ થઇ પડેછે. રૂસ્તમ એ વાત ખરી માનતો હતો —જો કે તેણે શેઠને પોતાનું તે મત કેહવાની જરૂર જોઇ નહી અને તે ચૂપ બેઠો.

વાત સતા ભરેલી પણ હતી, જો કે કેટલી હદસુધી ખરી હતી તે કોઈ જાણતું નહી હતું. એ અફવા શેઠબાવા અને તેવણના ઘણાજ મોટાં બાઇ મેહરબાઇને સારૂં લગાડનારી નહી હતી. ભીખુભાઈ એકલાનુંજ નામ તેમાં નહી હતું, પણ તેની સાથે પેલી માહીમ કાસ્ટલવાલી મડમ શિક્ષકનું નામ પણ જોડાયલું હતું. વાત એ હતી કે ભીખુભાઇ કરાંચીની પોતાની નવી ચાકરીથી થોડા દિવસમાં કંટાલી ગયો હતો. તે નોકરી છોડીને નાહસી ગયો હતો અને તેની સાથે લુસી હતી. તેઓ છેલાં પંજાબ તરફ જણાયાં હતાં.

---

## પ્રકરણ ૧૮૨ મું.

## વીકાભાઈની મુકકી.

હોરમજશાહ શેઠ પોતાના દુનિયાંદારીના ડાવકા અનુભવથી આટલું તો ચેતી ગયા હતા કે ભીખુભાઇની આ નવી નાલેશીને લીધેજ વીકાભાઇએ આઈમાયનું માગું રજુ કરવાની ઉતાવલ કીધી હતી. તે કેમ તેનો ખોલાસો સેહલ છે.

મનચેરજી મોટાભાઈનું નામ હજી ડુબતું જતું હતું. અદુભાઈના ખુનથી, ભીખુભાઈની તપાસથી, વીકાભાઈની ચોરીથી, તેમના માબાપની આબરૂતો ગઈ—તેમાં વળી આ નવો બનાવ તેમની આબરૂનો કેવળ નાશ કરનારો હતો. પણ તે નાશ પુરો થાય, એ નવો બનાવ લોકોમાં જાહેર થાય, પછીતો હોરમજશાહ શેઠ આગળ વીકાજીનાં આ કારજની વાતજ નહી કરાય. માટે જેવો ભીખુભાઇના નાહસી જવાનો તાર આવ્યો અને હજીતો તેમાંની નાલાયક નાલેશી ગામમાં ફેલાઇ નહી, તેવામાંજ વીકાભાઇએ આઇમાયના હાથની પોતાની માગણી શેઠ આગળ મુકી દીધી.

એ ઉમેદ, હોરમજશાહે વિચાર્યું કે તેના મનમાં અલબતાં લાંબા વખતની હોવી

જોઇયે. વાંચનાર તો જાણેછે કે તેને હોરમજશાહનો ભાગિયો અને જમાઈ બેહું બનાવવાનું હવાઈ સ્વપ્નું તેના બાબાપેજ તેના મનમાં મુકયું હતું; પણ બીખુભાઈની આ નવી નાલેશી પછી તે ઉમેદ શેઠ આગળ રજુ કરવાની વાતજ કેમ બને? માટે એ નાલેશી જાહેર થઈ નહી, તે અગાઉ તેઓએ એ લાડકા ભાઈ સાથ આઈમાયના કારજની વાત છેડી હતી. જો એ નાલેશી પછી વાત છેડત તો શેઠ તે લાગલી હસીજ કાહાડત, પણ શેઠ આગળ વીકાભાઇનું માગું મોલ્યા પછી માત્ર બેજ કલાકમાં તેમના આ કબીત વેહવાઈની આ નવી ગપ શેઠને કાને આવી, અને તે ઉપરથી શેઠે તુર્ત સાર કાહડયો કે આ નાલશીની અગાઉ તેવણને વેહાવાઇ થવામાં ફસાવવા સારૂં એ નવી નાલેશી છુપાવીને તેવણ આગળ આ માગું મોલ્યું હતું.

વીકાભાઈ કોણ? તેની પદવી શી? તેની આબરૂ શી? તેની આવક શી? હોરમજશાહ શેઠનાં કારખાનાનો એક "કોમન મજુર," માબાપને આધારે પડેલો પૈસા ટકા વગરનો તે આઈમાય જેવી એક અમીરજાદીના હાથને માટે બીજા વખત ઉપર માગું મોકલતાં આનાકાની કરત, વિચાર કરત અથવા વધારે સારા વખતને માટે થોભત. પણ જ્યારે તેના બાપની દોલત ઘટી જવા સાથ આબરૂ પણ ઘટી જતી હતી, ત્યારે વધારે સારા વખતને માટે આશા રહી નહી હતી, અને થોભવાને માટે વખત પણ રહ્યો નહી હતો.

પણ વીકાની માગણી તેની એ બેઅદબી થતાંવારજ હોરમજશાહ શેઠે હસી કાહાડી હતી, જોકે તેવણને વીકાજી સાથ વહીવટ અને તેના માબાપ સાથ સગપણ હોવાથી આઈમાયને પોતાને પુછવાની તેવણે અડધી મશાખરીમાં કબૂલાત આપી હતી.

કારખાનામાં વીકાજીને આગળ વધવાની વકીજ નહી હતી, કાંકે કારખાનામા ઉદ્યોગ ઉપર તેનું ધ્યાનજ નહી હતું. ફકીરાની માંદગી અને હવા ફેરફેરાને માટે વિદાયગીરી પછી તો વીકાજીને તદન ફાવતું થયું હતું. તે આલસુ ફરયા કરતો ત્યારે ફકીરો તેને ફફડાવીને કામે લગાડતો હતો, પણ ફકીરાના જવા પછી તેને માથે કોઇનો અંકુશ રહ્યો નહી. રૂસ્તમને માથે ફકીરાની સઘળી ફરજો નાખેલી હતી; અને વીકાભાઇને વીખરી જવા ન દેતાં તેને કામપર રોકી રાખવાનું રૂસ્તમનું કામ હતું. પણ રૂસ્તમ તેના ઉપર પોતાનો કાબુ ચલાવવાને રાજી નહી હતો. વીકાભાઈ કામ શિખે યા નહી શિખે તે રૂસ્તમે તેનીજ મરજી ઉપર રેહવા દીધું હતું અને એ હૈયામેલા, નજરચોર, કામચોર, ઉઠાઉગીરને છેડવો નહી તેમાં રૂસ્તમનું ડાહપણ હતું.

આજે જ્યારે શેઠ અને રૂસ્તમ ગાડીમાં બેસીને સાથે આવ્યા ત્યારે વીકાભાઇ કારખાનામાં કામે લાગવાને બદલે દરવાજા ઉપર ઉભો રહી એક સેલડીવાલી સ્ત્રી સાથ હલકા ઠઠા કરતો. દુરથી શેઠ અને રૂસ્તમને ગાડીમાં આવતા જોઈ તે અંદર નાઠો. આજે વીકાભાઈ લગાર ઉમેદ અને ઉલટમાં હતો. આઈમાય વિષેનું પોતાનું માગું શેઠે આઇમાયને કહ્યું હશે અને તેનો જવાબ લાવ્યા હશે એવી તેની ખાતરી હતી. પણ તેવે દાહડે શેઠ રૂસ્તમની સાથે આવ્યા તે, પેહલાં તો, વીકાભાઇને ગમ્યું નહી. શેઠ પોતાના એક ચાકર રૂસ્તમ સાથ આવી છુટ લઈ ફરે તેથી પણ વીકાભાઈ બળતો હતો. હોરમજશાહ શેઠ પોતાના માતબરપણા ઉપર મુસ્તાક અને પોતાના મરતબા વિષે મગરૂર હતા. તેવણ કોઈ દાહડે વીકાભાઇ સાથે તો શું પણ તેના બાપ મનચેરજી શેઠ સાથે વટીક આવી છુટથી ફરતા નહી હતા, તેવી છુટ તેવણે રૂસ્તમ સાથ રાખી એથી વીકાભાઇને ઘણોજ કુરાપો થતો હતો.

રૂસ્તમ ફકીરાના ઓરડમાં પોતાના કામ ઉપર ગયો. શેઠ પોતાના ઓરડામાં ગયા,

ત્યાંજ એક ખુણામાં વીકાભાઇ મોજાંના નંબર ગણતો ઉભો.

"વીકાજી, અંહી આવ" અગત્યજોગ કાગળો વાંચ્યા પછી શેઠે તેને પોતાની પાસે બોલાવ્યો.

"જી. આવ્યોજી." વીકાભાઇ શેઠની ટેબલ આગલ આવ્યો.

"મેં આઇમાય સાથ તારે વિષે વાત કીધીછ."

"જી." વીકાભાઇએ ઉલટપર "જી" કીધું, કાંકે જ્યારે શેઠ ચાહીનેજ એ વાત કરેછે ત્યારે કાંઇ સારોજ જવાબ લાવ્યા હશે.

"તારી માગણી ઉપર આઇમાય અચરતજ નહી પણ ગુસે ભરાઇછ." વીકાભાઇએ જોયું કે શેઠનો આ જવાબ તો તેના ગુરા ગગડાવી નાખનાર હતો. "આઇમાય તારી માગણીઓ ના પાડેછ, અને હું પણ તુને સલાહ આપુંછ કે ફરીથી એ વાતની હવા વટીક તારા મોહમાંથી બાહાર કાહાડતો ના."

"કાંય જી?" વીકાભાઇએ પોતાને એક મુર્ખ ગધેડાની હાલતમાં જોયો, તોપણ તેને કાંઈ બીજો જવાબ સુજ નહી પડવાથી તેણે કારણ જાણવા માગ્યું.

"હજી તું પુછેછ?" શેઠે ભવાં ચહડાવીને વાત ચલાવી. "કાં, તે તારા જીવનેજ પુછ. મેંતો મારૂં મત તુને કાલેજ વધારે ખુલ્લી રીતે જણાવ્યું, તોપણ મારી આઇ તારે વિષે શું ધારેછ તેબી તુંને જણાવવા સારૂ મેં ખામખા આઇને પુછવાની તુને કબૂલાત આપી."

"પણ સાહેબ, મારી અરજ રદ કરવાનું કારણ શું?"

શેઠે રોબથી હાથ લાંબો કરી વીકાભાઇને તેનો માર્ગ બતાવ્યો. "ચાલ્યો જા તારાં કામ ઉપર, વીકા! તારૂં માગું રદ કીધુંછ એટલોજ જવાબ તારે માટે બસ છે. વધારે વાત ના કર. કારણો હું તુને કહીશ તે તુને ગમશે નહી."

હવે વધારે જવાબ દેવાની વીકાભાઇની હિમત ચાલી નહી. તે ક્રોધાગ્નિથી કકળતો અને મનમાં બડબડતો પોતાની ટેબલ આગળ પાછો ગયો અને એક ટેબલ ઉપર ઉંચાંમાંના ગરમ મોજાંની થરી પડેલી હતી તેમાંથી તેમના નંબર પ્રમાણે તેમને છુટાં પાડવા લાગ્યો.

પોતાના ઓરડામાં હોરમજશાહ જાજીવાર થોભ્યા નહી. તેવણ થોડીવારમાં કાંઈ કામે ગયા અને પછી થોડી વારમાં રૂસ્તમ શેઠને કાંઈ કામસર જોવા આવ્યો. રૂસ્તમની નજર શેઠને બદલે વીકાભાઇના કામ ઉપર પડી અને તેણે જોયું કે એ છોકરો કામ કરવાને બદલે કામ બિગાડતો હતો.

"વીકાજી, એ મોજાં તારીથી છુટાં નહી થશે." રૂસ્તમ તેની આગળ દોડી જઈ નરમાસથી બોલ્યો. "મેં તુને કાલબી કહ્યું કે એ મોજાંને હાથ ના લગાડ."

વીકાજીને રૂસ્તમની આ શિખામણ નહી ગમી. તે કોઇની પણ શિખામણ સાંભળવા યોગ્ય મનપવનમાં આજે નહી હતો—તેમાં રૂસ્તમની તો કદીજ નહી. હોરમજશાહ શેઠના આજના કડવાં શબ્દુનો પછી વીકાભાઈ એક સુકી દીવાસલીની ઝુરી જેવો જલદી સલગી ઉઠવાને લાયક બની રહેલો હતો, તેની તેવી હાલતમાં રૂસ્તમે તો આવીને આગજ સલગાવી.

"તેં મને કહ્યું?" તે તરડાઇને બોલ્યો. "તું કોણ મને કેહનાર? તું શું એમ ધારેછ કે તું જેમ કેહશે તેમજ હું ચાલીશ? ફરીથી એમ મને કેહજે, પછી સ્વાદ દેખાડીશ."

"પણ આ મોજાં ઘણી ઉંચી જાતના છે," રૂસ્તમે હજી તેને સમજણ પાડી "અને તે છુટાં પાડવાની તુને સમજણ નથી. છેલી વખત તેં નંબર છુટાં પાડયાં તેમાં ચહડ ઉતર નંબરોની ભેળસેળ થવાથી વેપારીઓએ ફરિયાદ કીધી તે શું તું જાણતો નથી, વીકાજી? શેઠ તે વખતે ઘણા ચી-

ઊીરડાઈ ગયા, કાંકે તેથી કારખાનાનાં નામને નરસ લાગ્યું, અને શેઠે મને તે દાહાડાથી હુકમ કીધો કે એ કામ ફકીરા સિવા બીજા કોઇએ કરવું નહી, પણ ફકીરાની ગેરહાજરીમાં એકલા મારેજ કરવું."

"ને મારી ખુશીમાં આવશે ત્યારે હુંબી કરીશ." વીકાજી બડબડયો.

"પણ શેઠનો હુકમ નથી તે? હુકમ ઉપરાંત જો તું એ કામ કરશે તો મને પાછું નવેસરથી કરવું પડશે."

"હં! ત્યારે એમ કેહની કે એતો તું પોતાનું બાંકુ ફુકવા સારૂ એમ બોલેછ?" વીકાજી ગલે પડયો. "નંબર પ્રમાણે મોજાં છુટાં પાડવામાં તુંજ કલેવર કાગડા ને હું તો ઘુવડ."

"હું એમ નથી બોલ્યો વીકાભાઈ. તું ગળે કાં પડેછ?" રૂસ્તમે તેને થંડો પાડવાની કોશેશ કીધી. "જ્યારે તું તારાં કામપર ધ્યાન આપશે અને મેહનત કરીને શિખશે ત્યારે તું પણ બીજાઓના જેવોજ હોશ્યાર થશે. તારો એ કામ કરવાનો વખત હજી આવેછ."

"તારાજ કેહવાથી કે?" હવે તો વીકાભાઈ ઉછલીને બોલ્યો. "જો! હે! રૂસ્તમ! હું તારા હુકમ તલે રેહવાનો નથી. તારા જેવાના હાથ તલે કામ શિખવા હું કાંઈ અંહી આવેલો નથી."

રૂસ્તમે કાંઈ જવાબ દીધો નહી, પણ વીકાભાઈ આગળથી મોજાંનો ઢગલો ખસાડીને લાંબી ટેબલને બીજે છેડે વધારે અજવાળામાં એકઠો કરી મેલ્યો.

"કા? એમ કા?" વીકાભાઈ ગુસાથી લાલ થયલો તેની પછવાડે ધસ્યો. "મારાં કામને હાથ લગાડનાર તું કોણ? તારાં કરતાં તો હું વધારે સમજુંછ."

"પણ એટલોબધો ગુસે કાં થાયછ, વીકાજી? આજે છે શું કે ચીડકાં ફાડેછ?" હજી રૂસ્તમે ધીરજ રાખી તેને પોતાની છેક પાસે બોલાવી બતાવ્યું. "જો એમ આવ. પેહલાંતો તું જ્યાં ઉભોછ, તે જગ્યાજ મોજાં છુટાં પાડવાને લાએકની નથી. એતો વધારે ઉજારડાંમાં કામ કરવાનું છે અને તેથી મેં એ ઢગલો ખસાડીને અંહી ઉજારડાંમાં મેલ્યોછ. તને જો એ કામની ખબર હોયતો તું આમ એોછી લાઇટમાં કરેજ નહી."

"એ કામ અંહીજ કરવાનું, રૂસ્તમ." વીકાભાઇએ હુજત લીધી. "તુને શું આવડેછ? તું કોણ થાયછ?"

"તું અમસથો તારો જીવ ના બિગાડ. શું તું એમ ધારેછ કે તારૂં કામ જો બરાબર થયું હોયતો તેજ કામ પાછું કરવાનું મને કાંઇ ઘેલું લાગુછ? મારી પાસે શું બીજું કામ નથી? હું એ કામ શેઠે મને ફરમાવ્યુંછ તેટલાજ માટે કરૂંછ, ને તુંબી તેજ કામ કરેછ તેટલો વખત ફોકટ જાયછ. જો તું કેવું કામ કરેછ તેનો આ નમુનો. આ મોજાં તેં ૧ લા નંબરમાં મુકયાંછ તે ૧ લામાં નહી ચાલે. એ ૩ જા નંબરના મોજાં છે."

રૂસ્તમે એક બંડલ ઉંચકીને વીકાજીને બતાવ્યું. પણ વીકાજીએ તે જોવાને બદલે જોરથી જમીનપર ફેંકયું. વીકાજી આમ કામ શિખવાને છેક ના પાડતો નહી હતો. પણ આજે હોરમજશાહ શેઠે તેને જે રીતે ગધેડો બનાવ્યો તેથી આજે તેના દિલમાં વેર અને મગજમાં ઝેર વસેલું હતું, માટે શિખવાની વાત તેણે આજે જમીન ઉપર પટકી.

અને જ્યારે રૂસ્તમે તેને એટલુંજ કહ્યું કે "વીકાજી, તું આ ઠીક નથી કરતો" ત્યારે તો એ નાન્લા શેઠ એટલો ઉસકેરાઇ આવ્યો કે એક જબરદસ્ત મુક્કી ઉઠાવીને રૂસ્તમની છાતીમાં જોરથી મારી, જેથી તે એક લપેરો ખાઇને ટેબલ સાથ અફલાયો.

રૂસ્તમ બિચારો ડઘાઈ ગયો, પણ તે એટલાજ માટે કે વીકાભાઇની આ મુક્કી ઘણી અચબુચ આવી પડી અને રૂસ્તમ એ પેહરામણીને માટે તૈયાર નહી હતો. તે

બપેરા આઈ પડયો. તે આ મુકકીનો બદલો વાળી આપવાને શકિતવાન હતો, અને તેણે સેરનો બદલો સવાસેરથી વાલી આપ્યો હોત કે નહી તે આપણે જાણતા નથી.

પણ તેજ વખતે એક બીજો મજબુત અને જાડો હાથ પછવાડેથી વીકાભાઇની બોચી ઉપર આવી પડયો. તે હાથે તે નાન્લાશેઠને એક હડસેલો મારી ટેબલના બીજા છેડા ઉપર ગબડાવી દીધો અને વીકાભાઈ તેને જોઇને હેબતીજ ગયો.

એ વચે પડેલો હાથ તે હોરમજશાહ શેઠનો હતો.

---

## પ્રકરણ ૧૮૩ મું.

## "રૂસ્તમજી"—"રૂસ્તમજી શેઠ"—"શેઠનો દીકરો."

રૂસ્તમ આજે કાંઈ તે નાનો, કંગાલ ચીથડયો છોકરો નથી કે જેમ કેટલાંક વર્ષની વાત ઉપર નાન્લાશેઠોએ તેના બાળક ભાઇઓને ઘેરીને રસ્તામાં માર્યા હતા તેમ આજે તેને વીકાભાઇ મારી શકે. હવે તો રૂસ્તમ એક કદાવર, હિમતવાન, જોરમંદ મર્દ થયોછે.

તે પોતાનો બચાવ કરવાને શકિતવાન હતો, પણ હોરમજશાહ શેઠે વચે પડીને વીકાભાઇને હડસેલી કાહાડવાથી રૂસ્તમનો બચાવ પુરતો થયો.

"એ શું વીકાજી?" શેઠ પોતાના ઘાડા ગંભીર આવાજથી પુછીને ચાલી નહી ગયા પણ જવાબને માટે ઉભા રહ્યા. વીકાભાઇથી બોલી શકાયું નહી.

"તું કેહ રૂસ્તમ," હવે શેઠે રૂસ્તમથી ખોલાસો ચાહ્યો. "મારાં કારખાનામાં મારામારી કેવી? એનું કારણ શું?"

"હું કાંઈ સમજી શકતો નથી, સાહેબ" રૂસ્તમે જવાબ દીધો. "મેં વીકાભાઇને હાથ ઉંચકવાનું કશું કારણ આપ્યું નથી. મેં એટલુંજ કહ્યું કે આ મોજાંને તેણે નંબર પ્રમાણે છુટાં પાડયાં, તેજ કામ મને પાછું કરવું પડશે."

"એ ત્યાં ખુણામાં બાંયપર બંડલ શાનું ફેંકી દીધેલુંછે.?"

"એતો, સાહેબ, હું વીકાભાઇને બતલાવતો હતો કે એ તેવણે નાં° ૧ લામાં મુકયાંછ પણ તે નાં° ૧ ને લાયકનાં નથી."

"તે નાં° ૧ નાજ છે" વીકાભાઇએ હુજત કીધી. "હું જાણુંછ કે બધાં નાં°૧ નાં છે અને તેમાં ઉતરતાં નંબરનાં મેં કશાં લીધાં નથી."

શેઠે પોતે જઇને તે બંડલ ઉંચકયું અને તેમાનાં મોજાં ઉજરડામાં ધરી તેમનો કુમાસ તપાસવા લાગ્યા.

"એમાંના બે નાં° ૨ ના છે અને એકતો નાં° ૩ વાળાં છે" શેઠે વાંધાનો ચુકાદો આપ્યો "અલબતાં એ બંડલ ખોટું બનાવેલુંછે. વીકાજી મોજાં છુટાં પાડીને બાંધતી વખતે તું ઉંઘાતોતો કે? આ એકની વણતમાં તો ખાંચ પડેલીછે."

"હાજી હા. હું કરૂં તે બધું ખોટું ને રૂસ્તમ કરે તે બધું ખરૂં." વીકાજીના હવે ઘણા દિવસનાં બલતરા ઉભાઈ ચાલ્યા. "રૂસ્તમ જે કેહ તે બધું સાહેબ કબુલ રાખવાના. હું ઘણું થયું તે જાણતો આવેલો છું."

"વીકાજી, તું બોલછ તે તપાસીને બોલ."

"અરે શું તપાસું, સાહેબ! તમારે મનથી રૂસ્તમ એક શેઠિયાનો દીકરો છે ને હું નહી."

હોરમજશાહ શેઠ આ શેઠિયાના દીકરાની ફરિયાદ ઉપર હસ્યા. હજી આ સા-

હેબજાદાની પોતા વિષેની મગરૂરી કારખાનાની નોકરી ઉપર પણ શેઠિયાના દીકરા દાખલનું માન માગેછે. હોરમજશાહ શેઠના આ હસવામાં અલબતાં ટકોર અને તિરસ્કાર હતો, જોકે તેમના આ બોલોમાં નહી હતો કે "વીકાજી, મારાં કારખાનામાં ગરીબના દીકરા ને શેઠિયાના દીકરા બધા સરખાજ છે."

આ કાનુન નાન્લાશેઠને ધીરજ આપનારો નહી હતો. તે બખાલવા પડયો કે "હું તો સાહેબ એવી ગોલામગીરી નથી કબુલ રાખવાનો. મને કાંઈ અંહી આ રૂસ્તમના હાથ હેઠલ ચાકરી કરવા રાખ્યો નથી. એ શેઠ થાય ને હું એની તાબેદારી કરૂં તે કદી બનવાનું નથી. જો એ ગોઠવણમાં ફેરફાર નહી થશે તો વાત એ છે કે હું યા એ બેમાંનાં એકે જવું પડશે."

"હું પણ તેજ કહુંછ સાહેબ," હવે રૂસ્તમને પણ ફરિયાદ કરવાની તક મળી. "અંહીની ગોઠવણોમાં કાંઇબી ફેરફાર થવો જોઇયે ખરો. માણસો ઉપર હું સત્તા ચલાવી શકતો નથી, કાંકે મારી સત્તા હસી કાહાડવામાં આવેછ."

"કોણુથી? કોણ તુને હસેછ?" શેઠે હવે જરા મિજાજ ફેરવીને વાત ચલાવી.

"વીકાજીને પુછો, સાહેબ." રૂસ્તમે હવાલો આપ્યો.

"વીકાજી, તું શું રૂસ્તમની સત્તાને હસી કાહાડેછ!" શેઠે હવે તેને દમ ભરાવ્યો.

"કોઈ વખતે હું હસ્યો પણ હઇશ, તેનું શું થયું!" વીકાજીએ તોછડાઇથી જવાબ દીધો.

"ગઈ કાલે હું 'લુમ' વાળા ઓરડામાં માણસોને તેમની 'સાલ' ની ભુલ બતાવતો હતો તે વખતે વીકાજી પછવાડે ઉભો રહીને મને હસવા લાગ્યો અને તેથી માણસોને મારી સામે થવાને ઉતેજન થયું. એકે તો મને પુછયું કે તેઓને આમ શિખવવાની સત્તા મને કોણુથી મળી? અગરજો માણસો એક ઓધેદારની સામે થાય—હું એમ નથી કેહતો કે મારીજ સામે, પણ કોઇબી સત્તાવાળાની સામે થાય તો કારખાનાનો તાલો થોડા વખતમાં બિગડી જવાનો, સાહેબ."

હોરમજશાહ શેઠ રૂસ્તમની આ ખબરથી ઘણા ઉસ્કેરાઇ આવ્યા. રૂસ્તમે તેવણને એવા ચીહીરડાયલા કદી દીઠા નહી હતા. તેવણે તે ગુસો જાહેર રીતે બતાવ્યો નહી, પણ તેવણ મનમાં બડબડયા અને પછી એક પાસેના ઓરડાનું બારણું ઉઘાડીને હાંક મારવા લાગ્યા.

"જવાનસિંહ!"

બીજી હાંક મારે તેની અગાઉ તો દરવાજા ઉપરનો પુરબીઓ સિપાઈ દોડી આવ્યો.

"જવાનસિંહ, મોટો ઘંટ વગાડ" શેઠે હીંદુસ્થાનીમાંજ હુકમ કીધો.

જવાનસિંહ પેહલાં તો ડઘાઇને જોવા લાગ્યો. સહવારે ૧૦ અને ૧૧ કલાકની વચે મોટો ઘંટ શા વાસતે વગાડવો? કારખાનું અચબુચ બંધ કરવું હોય—કાંઈ આગ લાગી હોય યા કાંઇ આફત આવી પડી હોય ત્યારેજ મોટો ઘંટ વજડાય.

પણ શેઠે હુકમ કીધો એટલે કોઇથી કશું પુછાય નહી. જવાનસિંહની અચરતી એક પળવારની માત્ર હતી, કાંકે શેઠ હુકમ કરીને ઘંટ વાગવાની વાટ માત્ર જોતા ઉભા એટલે જવાનસિંહ દોડતો જઇ ઘંટને જોરથી વગાડવા પડયો. "જવાનસિંહ, બધાં માણસોને કેહજે કે અંહી મારા ઓરડામાં એકઠાં થાય." સિપાહીના જતાં જતાં શેઠે ફરમાવ્યું.

કારખાનું બંધ પાડવાના આ અચબુચ હુકમથી સઘળાં માણસો અચરત થઈ પોતપોતાના સંચા તુરતજ પટામાંથી છુટા પાડીને ગભરાટમાં બાહાર નિકલ્યા.

"શેઠ બોલાવેછ, શેઠના ઓરડામાં જાવો." જેમ જેમ માણસો આવતા ગયા તેમ તેમ સઘળાને જવાનસિંહ શેઠ પાસે મોકલતો ગયો.

પાંચ સાત મિનિટમાં તો શેઠના મોટા લાંબા ઓરડામાં ૨૦૦ માણસ એકઠાં થઈ ગયાં. સર્વ ગંભીર અને ચુપ ઉભા હતા, સર્વે કાંઇ ઘણાજ અગત્યના બનાવની વકી રાખતા હતા. વીકાભાઈ તો કાંઈ પોતાની હીણપસ્તીની વકીમાં હતો. લશકરમાં એક બલવાખોરને શિક્ષા કરવા કાહાડયો હોય અને તે જેમ એક અપરાધી પેઠે ઉતરી ગયલા ચેહરા સાથ ધ્રુજતો રેહ તેવા આ નાન્લાશેઠના અવતાર હતા.

પણ ધારવા જેટલું આફત કાંઈ નહી હતું. બધાં માણસો એક તરફ અને હોરમજશાહશેઠ તથા રૂસ્તમ બીજી તરફ છુટા ઉભા હતા. બધા આવી રહ્યા પછી શેઠ રૂસ્તમને પોતાની બોરહુમાં ખેંચી તેની ખાંધપર હાથ મુકયો અને તેના ઉપર પોતાનો ટેકો લઈ નીચલું ભાષણ ચલાવ્યું.

"સાંભળો—મેં સાંભળ્યુંછ કે રૂસ્તમજી શેઠને આ કારખાનામાં જે સત્તા આપીછ તે તમારામાંના કેટલાક જણાઓ ગણકાવતા નથી. એટલા વાસતે મેં તમોને બોલાવ્યાછ અને હું તમો બધાને પોતે જાતે ખોલાસો કરૂંછ કે જેથી રૂસ્તમજીને મેં જે સત્તા આપીછ તે વિષે ફરીથી કોઇ એવી આડાઈ કરે નહી. એવણ તમોને જે જે હુકમો આપે તે જેમ તમે મારા હુકમો માનો તેમજ તમારે માનવા. મેં રૂસ્તમજીશેઠને આ કારખાનામાં પુરેપુરી સત્તા આપેલીછે, અને તે સત્તા માલેક અને ધણીના જેટલી છે. મારી હાજરીમાં પણ એવણનેજ તમારા વડા લેખે માનવા અને મારી ગેરહાજરી એક કલાકની હોય યા આખા દાહડાની હોય, પણ તેમાં રૂસ્તમજીનેજ તમે શેઠ દાખલ ગણી તેવણના હુકમોને માન આપવું."

"હા સાહેબ"——"અમારે કબુલ છે"——"અમારે કયાં ના છે?"——"કોણ એવણની સત્તા ના પાડછે?"——એમ જુદું જુદું બોલતા સઘળા માણસો શેઠને નમી સલામ કરીને ચાલ્યા. થોડેક દૂર જવા પછી તેઓ પોતપોતા વચે લગાર ગડબડ કરવા લાગ્યા. તેઓના મુકાદમો અને વડાઓ પોતા ઉપર એક ઠપકો આવી પડેલો અને પોતાને માઠું લાગેલું સમજ્યા. તુર્તજ કોણના વાંકને લીધે પોતાને આમ સાંભળવું પડયું તે વિષેની ચર્ચાનો સાર એ નિકલ્યો કે 'લુમ' વાળા ઓરડામાં જે ધણી ગઇ કાલે રૂસ્તમની સામો થયો હતો તેના ઉપર સઘળા તુટી પડયા કાંકે તેને લીધે બીજાઓને ખરાબ લાગ્યું. તુર્ત વાત ચાલી કે તે માણસને વીકાભાઇએ ઉસકેર્યો એટલે પછી એ નાન્લાશેઠથી આ ઉસકેરાયલા માણસોની શાલ પામરી તલે આવી ગયો. "મુવો, એ કમબખ્ત! એ શેઠબાવાના દીકરાઓ અવડના મુલ છે! એઓ જ્યાં હોય ત્યાં ખાને ખરાબી!"

થોડી પલમાં સર્વે માણસો કામે લાગ્યા, પણ તેની અગાઉ તેઓએ દીની ડાહીના ભાઈ કાવસશાહ કાંદાવાળાને પોતાની તરફથી શેઠનું મન મનાવા મોકલ્યા. શેઠ હજી તો રૂસ્તમ અને વીકાજીની વચેજ ઉભેલા હતા, તેટલામાં કાવસશાહ માથે પાઘડી પેહરી આવ્યો અને સલામ કરીને બોલ્યો.

"સાહેબ, આપણા માણસોએ મને કેહવા મોકલ્યોછ કે કોઇએ પણ રૂસ્તમજીશેઠને જાણીબુજીને અપમાન કીધું નથી, પણ અગરજો કોઇથી અજાણપણે બેઅદબી થઇ હોય તો સાહેબ માફ કરશો. સાહેબ, અમારા મુરબી છો, પણ સાહેબથી ઉતરતા અમે રૂસ્તમજીનેજ અમારા મુરબી જેવા માનીયેછ. એવણને અમારી ઉપર વડા જોવાને અમે ઘણા ખુશી છીયે. અમે તો એમજ સમજીયેછ, સાહેબ, કે રૂસ્તમજી કરતાં બીજો લાયક વડો અમારે માથે કોઈ થઇ શકે નહી. સાહેબના પોતાના દીકરા પેઠે અમે એવણને ચાહીયેછ."

"હું ઘણો ખુશી છું." હોરમજશા શેઠ રાજી થયા અને કાવસશાહ સલામ કરીને કામે ગયો.

રૂસ્તમને પેહલાં બધા "રૂસ્તમ" કેહતા હતા. તે કારખાનાનો મેનેજર થયા પછી તેને બધા "રૂસ્તમજી" કેહવા લાગ્યા હતા. આજે શેઠે પોતે તેને "રૂસ્તમજી શેઠ" ને નામે બોલાવ્યો, અને માણસોએ તો આજથીજ નક્કી કીધું કે એજ જાણે કે "શેઠનો દીકરો."

---

## પ્રકરણ ૧૮૪ મું.

## વીકાભાઈના "છુટાછેડા."

આ સઘળી ગડબડથી વીકભાઈનો તો ચેહરોજ થઈ ગયો! તે કારખાનામાં "કાંઈબી ફેરફાર" કરાવવા માગતો હતો તે થયો!

સઘળું સમાધાન કરીને શેઠ પોતાને કામે મંડયા એટલે આ નાન્લાશેઠ તેવણની આગળ તેવણને કંટાલો આપવા ગયો.

"કેમ? વળી શું છે, વીકાજી?

"સાહેબે રૂસ્તમને જે ઓધો આપ્યોછ તે ઓધાની તો મને કબુલાત આપેલી હતી."

"કબૂલાત નથી આપેલી. કબૂલાત આપવાનો મારો વિચાર પણ નહી હતો. હું તુને એ ઓધાની કબૂલાત આપી શકુંજ નહી."

"સાહેબે કહ્યું હતું કે કોઈ દાહડે હું કારખાનાનો વડો થઈશ."

"એમ કહ્યું હતું, એટલે માત્ર આશા આપી હતી, અને આશા બતાવવી તે કાંઈ કબૂલાત નહી કેહવાય." હવે શેઠે બોલાસાથી ભૂલ ભાંજી, "વીકાજી, તે આશા આપ્યાને પણ ઘણાં વર્ષ થઈ ગયાં. તું અંહી પદવીએ વધે તે વિષે એક શરતે મેં ઉમેદ બતાવી હતી."

"અને તે શું શરત, સાહેબ?"

"તારી સારી ચાલની અને કામ શિખવામાં ચાલાકીની શરત હતી."

"અને મારી ચાલ કેવી છે?"

"ઘણીજ ખરાબ" શેઠે એકદમ કહી દીધું.

"ને વારૂ શિખવામાં કેવો છું?" વીકાજીનો મિજાજતો ગયો તોપણ ગુસો દાબીને તેણે પુછ્યું.

"કામ શિખવેતો તું બોથડમાં બોથડ છે." શેઠે તેને ખરેખરૂં કેહવામાં શાની બાકી હતી? "વીકાજી, તું ફીતુરી, ફિસાદખોર અને ઠગારો છે. તું લુછો, ચેટો ને જુગારી છે. સહવારે મારી આઇમાયનો જવાબ મેં કહ્યો ત્યારેજ મેં તુને ચેતાવ્યું હતું કે હું તારી ચાલની વિગતો કેહવા માગતો નથી અને તું મને વધારે ના પુછ."

"મને તો એવું કેહવામાં આવ્યું હતું કે તમે મને ભાગિયો કરશો."

"મેં તુને એમ કહ્યું નથી."

"હું અંહી ચાકરીએ લાગ્યો ત્યારથી મારા બાવાએ અને માયે મને આશા આપી હતી."

"તેઓએ તને આશા આપી તેમાં હું શું કરૂં! તેઓએ કહેલું તેઓને પુછ."

"તેઓ મને હંમેશ કેહતાં કે હું કોઈ દાહડે તમારો ભાગિયો થઈશ."

"એમ કેહવાની તેમને કાંઈજ સત્તા નહી હતી."

"તમારો ભાગિયોજ નહી પણ તમારો જમાઈ થવાનીબી તેઓએ મને આશા આપી હતી."

"તેઓની એટલી મેહરબાની છે" શેઠે ટહોર ચલાવી "કે મારો હિસાબ તેઓએજ ચુકવ્યો, અને તેમાં મારી દીકરીને પણ તેઓએજ પોતાની મરજી પ્રમાણે ઠેકાણે પાડી આપી!"

આ ટકોરથી વીકાભાઈનું તો જીગર વીંધાઈ ગયું. પણ કરે શું? એક કલાક ઉપર જેમ રૂસ્તમના કોઠાંમાં એક મુકી મારી તેનું ધોખ્ખું રંગ્યું હતું તેમ કાંઈ શેઠને મરાયું? હજી પણ તે પોતાનો ગુસો તામોસ કરીને બોલ્યો.

"આ કારખાનામાં મને એક હલકા મજુરના કામપર તમે નાખી રાખશો એમ જો હું જાણતે, તો શું તમે એમ ધારોછ કે હું એક ઉનના કારખાનામાં દાખલ થઈને મને પોતાને હલકું લગાડતે? અને મારાં માબાપના શેઠિયા દાખલના નામને નરસું લગાડતે?"

નાન્લાશેઠની આ તકોબરી ઉપર હોરમજશાહ શેઠ મુગા મુગા હસ્યા કીધા. આ પોરીઆઓને તેમના માબાપે મગરૂરીના ઓટા ખ્યાલોથી કેવા બિગાડી નાખ્યાછે તે વિષે તેવણને ઓર તેમના ઉપર દયા લાગતી હતી.

"ઘણીજ શરમની વાત છે" વીકાભાઈ તો હવે છેક ફાસ્ટ ગયા "મારી સાથ જે ચાલ ચલાવવામાં આવીછ તે કાંઈજ નહી પણ એક ઠગાઈ છે, અને હું તેથી ઠગાયો."

આ અપમાન ભરેલા શબ્દોમાં બડબડતો વીકાજી ચાલી જતો હતો, પણ શેઠે સામો ખુશ મિજાજથી તેને થોભાવ્યો.

"ઉભા રહો, નાન્લાશેઠ, હું તમોને સમજણ પાડુંછ, સાહેબ."

"શું કહોછ?" વીકાજી તાણમાં ને તાણમાં પાછો આવ્યો. તે સમજ્યો કે શેઠ કાંઈ ઠેકાણે આવ્યા અને તેને દોલત યા દીકરીજ આપી દેવા માગેછ "શું કહોછ? કહી દેવો."

"જો છોકરા, મેં કાંઈ તુને આ કારખાનામાં બોલાવીને રાખ્યો નથી" શેઠે તો કાંઈ જુદીજ ઢબથી વાત ચલાવી "પણ તારો બાપ પોતેજ મારી પાસે કાલાવાલા કરતો આવ્યો હતો અને તુને રાખવાની મને અરજ કીધી હતી. તું શિખવામાં લાથ હતો, સ્કુલમાં આગળ વધ્યો નહી, ત્યારે તારા બાપે ધાર્યું કે તુને કાંઈ ધંધામાં નાખવો, અને એહી તુને વધવાના સારાં ચાન્સ સમજીને તુંને મારે ત્યાં રાખવાની મને અરજ કીધી, ને મેં ફકત તારા બાપની ખાતરને વાસતે તુને રાખવાનું કબુલ કીધું. તારા બાપને ખબર હતી કે મારો દીકરો પોતાની માંદગીને લીધે મારૂં કારખાનું ચલાવી શકશે નહી માટે તારા બાપનેજ એવી ઉમેદ હતી કે કોઇ દાહડે મારાં કારખાનામાં મારા દીકરાની જગ્યા તું રાખશે. મેં તેને નાઉમેદ કરવા ચાહ્યું નહી હતું. એ ઉમેદ ઘણી નેક હતી અને એ લાભ ઘણો લાયક હતો. પણ મેં એટલોજ જવાબ દીધો હતો કે જો ખોદાના હુકમથી એવો કોઈ દાહડો આવે કે જ્યારે ઘડપણ નજદીક આવ્યાથી હું કોઇ ભાગિયાની શોધ ચલાવું કે જે મારી પાછળ મારૂં કારખાનું ચલાવી શકે અને તે વખતે જો તારા બાપનો કોઈબી દીકરો, એટલે કે તું પોતે નિમકહલાલીથી, ચાલાકીથી મેહનત કરીને મારો વિશ્વાસ મેળવી શકે, ચાલચલણમાં સુધો અને દિલનો ચોખો નીવડે તો એવોબી દાહાડો આવે કે જ્યારે તુને મારા ભાગિયા દાખલ અને આ કારખાનામાં મારા દીકરાની જગ્યા રાખનાર દાખલ હું પસંદ કરૂં. એટલુંજ હું બોલ્યો હતો. વીકાજી, એથી વધારે કાંઈ નહી."

"પણ ત્યારે તે બોલેલું પાળતા કાં નથી, શેઠ?" વીકાજીએ વળી પાછો જરા નરમ પડીને પુછ્યું.

"પણ મેં શરત કીધી હતી તે ક્યાં ફળી? ચાલચલણમાં સુધો અને દિલનો ચોખો એ મારી શરત હતી, વીકાજી."

હવે વીકાભાઈ વિચારમાં ઉભો રહ્યો. ખરી બીના તેની આંખો આગળ ખુલ્લી આવી ઉભી હતી અને તે એજ કે તે "ચાલચલણમાં સુધો અને દિલનો ચોખો" નહી હતો. શું તેણે આજ કારખાંનામાં

હોરમજશાહ શેઠના પોતાના પૈસા ચોરયા નથી. એ વાતને ત્રણ વર્ષ થયાં તો શું થયું? પણ ચોર પોતે તે કેમ વીસરે?

"ત્યારે તમે મને ભાગિયો કરવાને ના પાડો છો?" હું લુચ્ચો નથી એમ તેનાથી છાતી ઠોકીને નાતો કેહવાયું નહી ત્યારે તેણે છેલો એક સવાલ પુછયો. "મારે ત્યારે સમજવું, સાહેબ કે તમારો ભાગિયો અને તમારી પાછળ કારખાનું ચલાવનાર થવાની મારે આશા છોડવી?"

"હા. આશા છોડવી." શેઠે થંડે પેટે છેડા છોડાવી આપ્યો "મેંતો આજ ત્રણ વર્ષ થયાં તારી આશા છોડી દીધીછ. ત્યારપછી અગર તું સુધરયો હોત અને મારી આગળ પાક દાનતનો નમુનો થઇને ચાલ્યો હોત તોપણ મેં એક વખત તારી જે ચાલ જાણી તે પછી હું તુંને મારી બેરદુએ લેત નહી."

શેઠ શા વિષે એસારો કરેછે તે વીકાભાઈ સારી પેઠે સમજ્યો. તે લોહીનો ગોટ ગળી ગયો અને એટલુંજ બોલ્યો કે "ત્યારે મારે અંહીથી જવું જોઇયે? હું આ કારખાનું છોડી જાવું તે કદાચ તમોને તો ગમતું હશે."

"તુને કોઈ બીજું સારૂં ઠેકાણું મળે ત્યાંસુધી અંહી રેહવાને તું મુખ્તાર છે."

"મારે અંહી નથી રેહવું." વીકાભાઇ એકદમ છેડાઇને બોલ્યો અને કારખાનામાં કામ કરતી વખતે કમરે બાંધવાનું મેલું લુગડું "એપરન" ઉતારવા લાગ્યો. "જ્યાં મારે તાબેદારી, મજુરી ને ગોલામગરી કરવી હોય ત્યાં રેહવાનું કામ શું? મારૂં વધારે સારૂં થાય ત્યા હું જઇશ."

પોતાનો "એપરન" છોડી, પોતાનો રેસમી ડગલો ડિલપર ઓળવી, શેઠને સલામ કીધા વિના, રૂસ્તમ તરફ જોયા વિના વીકાજી મગરૂરી ભરેલા પસારામાં ચાલી ગયો. તેના ચેહરા ઉપર ગભરાટ અને ગુસો હતો. જાણે કાંઈ ધાડ આવી હોય ને નહાસતો હોય તેવા ઝપાટાથી તે ધસ્યો અને કાવસશાહ કાંટાવાળો જે કોલસા તોલાવતો એક ઉંચી ઠરી ઉપર ચહડેલો હતો તે એ નાસેછ કેમ તે વિષે વિચાર કરવા લાગ્યો. દરવાજા ઉપર જવાનસિંહ તેને પુછે તેની આગાઉ તો તે ચાલ્યો.

"અંહી આવ બાઉ" શેઠે પટાવાળાને બોલાવી ફરમાવ્યું "આ એપરન ઉંચું કર. અને જવાનસિંહને કેહ કે વીકાજી કારખાનામાં પાછો આવે તો મારા હુકમ વગર તેને દાખલ કરવો નહી."

"છેડા છોડવ્યો—પોતાના રોજના કુટાળાનો છેડા છોડવ્યો" એમ વિકાભાઈ ખુશી થતા થતા ઘેર ગયા; "અને કાં દીકરા આફીસમાથી પાછો આવ્યો?" મેહરબાઈજીએ પુછયું ત્યારે વીકાભાઇનો જવાબ એટલોજ હતો કે "હોરમજશાહને ત્યાં હું તો છુટાછેડા કરી આવ્યો!"

---

## પ્રકરણ ૧૮૫ મું.

## જોઇયેછે—શેઠને એક ભાગિયો.

વીકાજીની બેવકુફી ઉપર હોરમજશાહ શેઠનું હસવું થોભાયું નહી. "બેવકુફ ગધો, શેઠિયાના દીકરા દાખલ રખડતો ફરવામાં માન સમજેછ, ને કારખાનામાં મેહનત કરીને આબરૂથી પેટ ભરવાનું હલકું સમજેછ. રૂસ્તમ તુંબી કાંઈ આપણા ધંધા સારૂં એવું હલકું મત ધારાવેછ કે?"

રૂસ્તમ આ સઘળો વખત તેજ ઓરડામાં પોતાની ટેબલ ઉપર મોજાંનાં બંડલો છોડીને નંબર પ્રમાણે પાછાં બાંધવાના

પોતાનાં કામ ઉપર રોકાયલો હતો. શેઠ અને વીકાજી વચ્ચે ચાલેલી વાત તેને સઘળી સંભળાતી હતી, પણ તેમાં તેણે કશો ભાગ લીધો નહી હતો. તેણે તે તરફ જરા નજર પણ કીધી નહી હતી, બલકે તોઓથી પોતાની પીઠ ફેરવીને ઉભો હતો. શેઠના બોલાવ્યાથીજ તે તેવણ તરફ ફર્યો અને બોલ્યો.

"સાહેબ, આ ધંધા વિષે હું કેવો મગરૂર છું તે તો તમો જાણોછ.

"ખરેખર રૂસ્તમ, ધંધામાં શરમ નથી. આલસમાં, ચોરીમાં, જુગારમાં શરમ છે—પણ મેહનત કરીને કમાવું એ એક નેકી છે. હું એક ઉનના કારખાનાવાલો તો ખરો—હું એક અમીરતો નથી—પણ હું મારો પોતાનો ધણી છું, પોતાને જીવસે સુખી છું એટલે મને બીજું શું જોઇયે?"

રૂસ્તમ સારી પેઠે સમજતો હતો કે હોરમજશાહ શેઠ લાયકીથી પોતાને માત્ર તોડી પાડછે, પણ તેવણનો માન મરતબો બીજા કેટલાક નામના "શેઠિયાઓ" કરતાં વધારે હતો. પણ જેમાં પોતાને લાગતું વલગતું નહી તેમાં કાંઈ પણ બોલવાનો રૂસ્તમનો કાયદો નહી હતો, માટે તે ફકત પોતાના કામનીજ વાત બોલ્યો.

"સાહેબ, શું ધારોછ? વીકાજી પાછો આવશે કે?"

"હું નથી ધારતો. પણ એ આવે તો હું એને રાખવાનો નથી. એ પોતાની ખુશીથી ગયોછ, એને મેં કાહાડયો નથી."

"હું ઘણો દિલગીર છું, સાહેબ" રૂસ્તમ સામો પસતાવા લાગ્યો. "મારે લીધે વીકાભાઈને જવું પડયુંછ."

"મુદલ નહી, રૂસ્તમ, તું જરાબી બેચેન થા ના. વીકાના માબાપનો વખત ઘણો ખરાબ આવ્યોછ તેથીજ મેં એ છોકરાને આટલાંબી વર્ષ મારાં કારખાનામાં લઈ ચલાવ્યોછ. એના બાપની દયાની ખાતર મેં એને રેહવા દીધોછ, નહી તો કે અત્યાર અગાઉનો મેં એને કાહાડયો હતે."

"પણ સાહેબ એ બિચારાને નુકસાન થશે" રૂસ્તમ ઓર વીકાજીની દયા ખાવા લાગ્યો.

"નહી. નુકસાન ધારીને એ ગયો નથી. એ તો કાંઈ વધારે સારે ઠેકાણે ભાગિયો થવા ગયોછ. એ તો મારો ભાગિયો અને વળી મારો જમાઈ થવા ચાંહી રહ્યોતો."

શેઠ હસ્યા, પણ રૂસ્તમનો હસવાનો હક નહી હતો. તે પાછો મુગો મુગો પોતાના કામ ઉપર જતો હતો, પણ હોરમજશાહ શેઠે તેને પાછો ઉભો રાખ્યો.

"રૂસ્તમ તું શું ધારેછ? મારે કોઈ ભાગિયો લેવો કે નહી?"

"જેવી મુરબ્બીની મરજી, સાહેબ."

"હું ધારૂંછ કે હવે તે વખત આવ્યોછ, રૂસ્તમ." શેઠ રૂસ્તમ તરફ પ્યારના જુસાથી લગાર ગરમ થઇને બોલ્યા. "જે પદવી મેં વીકાભાઇને ના પાડીછ, તે પદવી કોઇ બીજાને આપવી જોઇયે ખરી. રૂસ્તમ, તુંજ કોઇને શોધી કાહાડ. મારો ભાગિયો થવાને લાયક તારી નજરમાં કોઈ છે?"

રૂસ્તમ હસ્યો. તે કોણને બતાવી શકે? પણ તેણે શેઠના ચેહરામાં જોવાની હિમત કીધી નહી. તેણે લજવાઇને ડાકું નીચું કીધું અને તે વખતે શેઠે જોયું કે તેનો ચેહરો લોહી ચહડી આવવાથી લાલ થયો હતો.

"આવશે છોકરા, તે વખત પાસે આવ્યોછ મારા છોકરા" શેઠ રૂસ્તમનો બરડો ઠોકી બોલ્યા. "તું લગભગ મારા દીકરા જેવો થયલોછે, તુંજ મારો ભાગિયો થશે; અને જ્યારે આ કારખાનાના ધણીને તું ચોપાટીની ડુંગરવાડીએ ચહડાવી આવશે ત્યારે તેની બદલીએ તુંજ તેનું કારખાનું ચલાવશે, દીકરા રૂસ્તમ."

આ શબ્દોથી રૂસ્તમની આંખોમાં આંસુ આવ્યાં. વાંચનારની આંખો પણ પાણીથી ભરાશે.

તે આંસુ હરખ અને આશાના હતાં. નાઉમેદી અને ગમીનાં આંસુ પાડવાનો

રૂસ્તમનો વખત તો બચ્યોનો ગયો હતો.

જે વખતે હોરમજશાહ શેઠ આપણા રૂસ્તમને આ ભલી દુવાઓ અને તેના ખીલતાં ભવિષ્યની આશા ભરેલા આશિશ દેતા હતા તેજ વખતે એ શેઠની આફીસનું બારણું લગાર જોરસથી ઠોકાતું હતું. શેઠને કોઈ તાકીદથી મળવા માગેછે એમ ચેતીને રૂસ્તમ ઝડપથી પોતાના કામ ઉપર પાછો ગયો અને "કોણ છે ? અંદર આવો" એમ શેઠે બારણું ઠોકનારને આવવાની રજા આપી.

રૂસ્તમ જોયછે તો આ નવો આવનાર કોઈજ નહી પણ શેઠ મનચેરજી મોટાભાઈ વકીલ હતા. તે કાંઈ છુપી વાત કરવા આવવો જોઇયે, માટે રૂસ્તમ ઓરડાની બાહાર ગયો; પણ એક વખતના આ મોટા શેઠનો, ગામના મગરૂર શેઠબાવાનો મોહરાયલો, સુકાયલો, ગલી ગયલો, આંખોમાં ખાડા પડેલો ચેહરો રૂસ્તમની દયાલુ નજર તલે આવ્યા વિના રહ્યો નહી.

શેઠને ત્યાંથી "છુટા છેડા" કરીને વીકાભાઈ ચાલી ગયો ત્યારે રસ્તામાંજ તેના બાપ ગાડીમાં આફીસમાં જતા મળ્યા. મનચેરજીશેઠ આજે ભાડુતી ગાડીમાં હતા—તેવણે પોતાના "ગાડી ઘોડા" કાહાડી નાખ્યા હતા—અને વીકાભાઇએ ચાકરી મુકીને ચાલી જવાની ખબર ગમે એટલી સહરાગાતથી કહી સંભળાવી તોપણ શેઠબાવાને દિલગીરી ઉપજયા વિના રહી નહી. વીકાજીએ સઘળો વાંક શેઠનોજ બતાવ્યો, પણ અલબતાં તેના બાપે તેની વાત માની નહી. નાન્હાશેઠો ઉપર શેઠબાવાનો પોતાનો વિશ્વાસ સહુથી ઓછો હતો. માટે ખરી બીના વિષે ખબર કાહાડવા તેવણ આફીસમાં જવા અગાઉ હોરમજશાહને કારખાને આવ્યા.

ખરેખરી બીના જ્યારે હોરમજશાહશેઠ કહી સંભળાવી ત્યારે મનચેરજી "શેઠ" ને કબૂલ કરવાની ફરજ પડી કે તેના દીકરાનો વાંક હતો. તે ઉછાછલો, ઉતાવલો અને નાદાન હતો. પણ પોતાના બેટાઓને બિગાડનાર એજ બાપ હતો કેની ? આજે પણ તે પોતાના દીકરાની પક્ષ તાણવા લાગ્યો, પોતાના દીકરાને સુધારવાને બદલે તેની તરફેણ ખેચવા આવ્યો. આજે પણ તે પોતાની અસલ જાતપર પાછો ગયો અને ગુલી ગરીબના દીકરાઓને હીણવાને આ નાન્હાશેઠો પોતાની મગરૂર માતાથી અને પોતાના શેઢિયા બાપથી શિખ્યાછે તે વિષે અગરજો કાંઈ પુરાવો જોઈતો હોયતો શેઠબાવાએજ તે પુરાવો પુરો પાડયો.

---

## પ્રકરણ ૧૮૬ મું.

## શેઠબાવા રૂસ્તમને કાહુડી મેલવા આવ્યાછે.

"મારો વિકાજી મિજાજનો ખરાબ છે, તે હું કબૂલ કરૂંછ," શેઠબાવા બોલ્યા. "પણ હોરમજશાહ તમે એની તરફ જરા મેહરબાની રાખવી જોઇયે, એને જરા ખાસ પક્ષથી જોવો જોઇયે; આપણ સગા છીયે."

"શું મેહરબાની કરૂં !"

"એને જરા પદવીયે વધારવો જોઇએ. એનો પગારબી જરા વધતો આપવો જોઇયે. તમે એને ચાહોછ એમ બતાવી આપવું જોઇયે."

"પણ તેમ કરવાનો રસ્તો મળે ત્યારે કેની?"

"તમે ગુલીના દીકરા રૂસ્તમને કાહાડી મેળો તો રસ્તો મળે."

"રૂસ્તમને કાહાડી મેળું !"

"હા. એમાં દમ શું ? ગુલીનો દીકરો ને મારો દીકરો બે સાથે તો ચાલી શકતાજ નથી. ત્યારે અમારી ઉપર મેહરબાની કરી તમે રૂસ્તમને જવા દેવો."

"રૂસ્તમને જવા દેવું?" હોરમજશાહ તુચ્છાકાર સાથ બોલ્યા. "છટ ! છટ ! ત્યારે તો મનચેરજી એમજ કહોની કે હું પોતે પણ આ કારખાનું તમારા હાથમાં મુકીને ચાલી જાવું. રૂસ્તમતો મારા ધંધામાં મારો જમણો હાથ છે. તેને હું ખોહું તો મારા વગર તેને ચાલશે, પણ તેના વગર મને તો કદી નહી ચાલશે. તેને તો ચાકરી ઘણીબી મળશે, પણ મને એવો માનેજર એક નહી મળશે."

"વીકાજી તેનું કામ ચલાવી શકશે."

"વીકાજી ! હા-હા-હા-હા-હા." હોરમજશાહ શેઠ ખડખડ હસી પડયા. "મનચેરજી તમારા દીકરાને કાંઈજ આવડતું નથી. તે કશા કાટનો નથી."

"તેણે મને હમણાજ કહ્યું કે જ્યાં સુધી રૂસ્તમ આ કારખાનામાં છે ત્યાં સુધી તે એટલે વીકાભાઈ અંહી ફરીથી પગ મુકવાનો નથી."

"પણ તેને અંહી રાખેછ કોણ?" હોરમજશાહ શેઠ આ અપમાન ઉપર જગાર શખત થઈ બોલ્યા. તેતો અંહી પાછો આવવા ઘણુંબી ચાહશે, પણ હું તેને મારા ઉંબર પર પગ મુકવા નહી દઈશ. મનચેરજી, તમે અંહીવેર આવ્યાછ ત્યારે તો તમારા દીકરાનો અડધા મહીનાનો પગાર ચહડેલોછે તે લેતા જાવો, જો કે તે ઉપરબી કાયદા પ્રમાણે એનો હક કાંઈ નથી."

શેઠબાવાનો ચેહરો ઉદાસ થઈ ગયો. તેવણને બીજી કાંઈ વાત નહી સુજ પડી. તેવણે હવે દયા ચાહી. "હોરમજશાહ, તમે તો મારા દીકરાનું સારૂં ચાહીને તેને રાખ્યો હતો. તમે એને માટે ઉમેદો આપી હતી. એને ભાગિયો કરવાની કબુલાત આપીતી."

"કબુલાત કાંઈજ નહી. જ્યારે તમે મારા કાલાવાલા કીધા ત્યારે મેં એટલીજ આશા રાખી હતી કે આગળ જોઈ લઈશું. એ જો સારો નિવડે તો એને વધારવાની મારી ખુશી હતી. પણ બનાવ તો તેથી જુદાજ બન્યા."

"શું બન્યું? એવું તે શું બન્યું?"

હોરમજશાહ શેઠે દયાની ખાતર ચુપકીદી પકડી. પણ મનચેરજી "શેઠે" ફરી હુજતથી પુછયું. "મારો દીકરો પાછળથી એટલો બધો ખરાબ શો નિવડયો?"

"તમારૂં દિલ દુખવવા હું ચાહતો નથી, મનચેરજી" શેઠને બોલવાની અંતે ફરજ પડી. "પણ તમે છતા થઈને પુછોછ, અને ધંધાની વાતમાં ભેદ હોય નહી, માટે મને કેહવું પડેછ તે માફ કરજો કે તમારા દીકરાઓએ ગામમાં જે આબરૂ વધારીછ તેથી તમો 'શેઠબાવા' નું નામ એટલું વાયદું થયુંછ કે તે નામ મારા નામ સાથ કદી જોડી શકાયજ નહી."

"વાયદું? વાયદું શાનુ?"

હોરમજશાહ શેઠ હજી પણ આબરૂ રાખીને બોલતા હતા. પણ શેઠબાવા તો જાણેકે પોતાની ફજીયતી ઉઘાડીજ કરાવવા બેઠા હતા.

"કેમ વાયદું તે તમારા દીકરાઓનેજ પુછોની. મારી પાસે શું કરવા બોલાવોછ? તમારા એક દીકરાનું ખૂન થયું, બીજો દીકરો ફાંસી જતો જતો બચી ગયો——"

"તેતો નિર્દોશ હતો. ભીખુભાઈતો બેગુનાહ ઠર્યો."

"ખુનનો બેગુનાહ, પણ બીજી ચાલચલણમાં બેગુનાહ નહી. જેવા તમે કે હું આબરૂમાં રેહેલા છે તેવી તો તેની આબરૂ નહી રહી. આખી જગતની બત્રીશીએ તે ચહડયો. અને હજીબી તે ક્યાં સુધર્યોછ? હજી તો કાલેજ તેને વાસ્તે કરાંચીથી નવી ગપ આવીછ અને આખા ગામમાં તેની નિંદા ચાલી રહીછ."

"અરે મુવો એ દુકતો ! હું કાંઈ એને વાસ્તે તમોને કેહવા આવ્યો નથી." અંતે શેઠબાવાને એક નાન્લાશેઠ વિષે તો ધિક્કાર બતાવવાની ફરજ પડી.

"પણ તે તમારોજ દીકરો કેની? નરસતો તમારાંજ નામને લાગ્યું કેની?"

"વારૂં પણ ત્યારે તેના ભાઇઓનાં વાંકને માટે શું તમે વીકાજીને સજા કરશો કે?"

"નહી. વીકાજીને મેં તેના ભાઇઓની ખાતર જવા દીધો નહી."

"તમે હમણા તેમ બોલ્યા?" શેઠબાવા હોરમજશાહને ગલે પડયા.

"હું તેમ બોલ્યોજ નથી. મેં તો એમ કહ્યું કે વીકાના ભાઇઓથી તમારાં નામને નરસ લાગ્યુંછ. વીકાજી તેના ભાઇઓ કરતાં ચહડતો નથી. કદાચ બીજા ભાઇઓમાં કાંઈ પણ સારાં લક્ષણ હશે, પણ વીકામા તો એક સારો ગુણ નથી."

"એતો સારો છોકરો છે. એની ચાલ શી ખરાબ છે?" શેઠબાવાએ પોતાના દીકરાનો બચાવ કીધો.

"વીકાજી કેવા છે તે તમેં સારી પેઠે જાણોછ, મનચેરજી. મારે કેહવાની જરૂર નથી."

"નહી, કહો, કહો." શેઠબાવાએ સામી બોહસ કીધી.

"ત્યારે સાંભલો. વીકાજી ખાનગી ચાલમાં ઘણોજ ખરાબ છે."

"એતો જુવાનીનાં ચેડાં. નાદાન છે. મોટો થશે એટલે બધાં ચેડાં મુકી દેશે."

"કોણ જાણે?" શેઠે ભરમમાંજ એ વાત ઓટી પાડી. "નાદાનીનાં ચેડાં કોઈ વખતે મોટપણમાં અપરાધનુ રૂપ પકડેછ. હું ખોદાના સુકર કરૂંછ કે મારો દીકરો નાદાનીનાં એવા ચેડાં શિખ્યો નથી."

"તમારા દીકરાની શી વાત કરોછ? તેના હાથ પગ ચાલતા નથી, તે દુનિયાંમાં વસેલો નથી. મસતી તુફાન કરે તે છોકરા, નહી તો છોકરા શા કામના?"

"તમે ભુલોછ, શેઠબાવા. તમે મસતી તુફાનને રમત ગમત સાથ ભેલી નાખોછ. છોકરાઓને રમત ગમત છાજેછ, પણ મસતી તુફાનની લુછાઇઓ નથી છાજતી. જે છોકરાઓ ભવિષમાં સારા નીકલવાના હોયછ તે મારામારી અને ફિસાદથી સારા નીવડતા નથી. જે લુછાઈ ડોંગાઇ બચપણથીજ કરેછ તેઓ મોટપણમાં તેજ ચાલ વધારે મોટા પાયા ઉપર ચલાવેછ. તમારા દીકરાની ચાલ તમોને ખબર છે? પેહલાં તો તેને દારૂનો લખ લાગ્યોછ તે તમે જાણોછ?"

"નહી." શેઠબાવા જાણતા હતા તોપણ અજાણ્યા થયા.

"તે મારાં કારખાનામાં ઘણી વખત સહવારની વખતે પીધેલો આવ્યોછ ને મેં નજરોનજર તેને લપેરા ખાતો જોયોછ."

શેઠ બાવા ચુપ રહ્યા.

"વળી એ વીકાજી જુઠો છે, લુતરો છે, આલસુ અને હરામખોર છે, ઠગારો અને દગલબાજ છે, બેઅદબ અને તોછડો છે, ખટપટિયો અને ફીતુરી છે. એણે કાલે મારી દીકરી વિષે શું કહ્યુંછ તે જાણોછ?"

"શું કહ્યું? હું નથી જાણતો." શેઠબાવા જાણતા હતા પણ આ જુઠું બોલ્યા હતા.

"ભાઇને કાંઈ ભાવતુંજ નથી. મારો જમાઈ થવા માગેછ."

શેઠબાવા વળી પાછા ચુપ બેઠા.

"એણે સાફ કહ્યું મનચેરજી" શેઠે વાત ચલાવી "કે એના મનમાં એ વિચાર મુકનાર તમે ને તમારાં ધણિયાની હતાં."

"પણ એ વિચાર તમોને કેહવા મેં નહી કહ્યુંતું?"

"તમારો વિચારતો હતો ખરોની?" શેઠે તાણો માર્યો. "વારૂં બેઅદબી માફ કરો મનચેરજી, પણ એ ગાંડો વિચાર તમેજ કેમ તમારા મનમાં દાખલ થવા દીધો?"

"હવે તો તમે અમોને એમજ કેહશો તો." મનચેરજીએ મગરૂરી બતાવી. "અમે ગરીબ થયા તેથી તમારી સાથ સગાઈ કરવાનો અમારો વિચાર તમે ગાંડો કેહશો. અમારી પાસે આગલા પૈસા રહ્યા હતે તો

તમેજ મારા વિકાને વડે તમારી દીકરીનું માથું મોકલતે."

"તમે સેકચલ્લી સાળી વિચારો કરોછો, મનચેરજી." શેઠે ઠપકો આપ્યો. "વીકાજી સાથ મારી આઈભાયના કારજનો ખ્યાલજ કરવો એ મુર્ખાઈ છે. મારો દીકરો જાંહાંગીર તો એ મોટું અપમાન સમજેછ."

"જાંહાંગીર કોણ થાયછ? તે લંગડાનું શું ચાલેછ? તમારી આધમાયનાં કરતાં મારો વીકો કાંઈ ઉતરતા ખાનદાની લોહીમાં જનમેલો નથી."

"ખાનદાની લોહી કદાચ એકજ હશે પણ બચપણથી ઉછેરવામાં અને તરબીયતમાં તમારાં બચ્ચાં ને મારાં બચ્ચાં એકસરખાં નથી. ખાનદાનને શું રડે? કેળવણીપર બધો આધાર છે."

"તમે પોતેજ ક્યાં ખાનદાન યા કેળવણી પિછાણોછ?" શેઠબાવાએ વળી તાણો માર્યો. "તમે જો ખાનદાની લોહી અને ઉધરભાવની દરકાર કરતા હતે તો ગુલી ગરીબના દીકરાને તમારા સરખી પદવીનો કરી બેસાડતે? તમે મારા દીકરાના ઉછેરવા સામે વાંધો લ્યોછ, પણ એ રૂસ્તમજી હલકાં ખાનદાનનો છે અને હલકી રીતે ઉછરેલો છે."

---

## પ્રકરણ ૧૮૭ મું.

## "તમારોજ સગો."

શેઠબાવાની આ સમજાવતનું હોરમજશાહ શું વિચારે? એટલુંજ કે પોતાના ખાનદાનની મોટાઈની મગરૂરીમાં ઠાર માર્યો જવા છતાં એ ધણી હજી સુધર્યો નથી. બિચારી ગુલી મુંબઈ રેહવા આવી અને રૂસ્તમ આ કારખાને ચાકરી લાગ્યો ત્યારથી તેનો આ માતબર સગો તે ગરીબ મા દીકરાની પુઠે લાગેલો હતો તે આજ લગીણ પુઠેજ લાગી રહેલો છે. ત્યાર પછી એ શેઠબાવા ઉપર ઘણું વીત્યું છે અને તે સઘળું તેના લુછા દીકરાઓથી વીત્યું છે, તો પણ એ મગરૂર માણસ હજી સુધર્યો નથી—નથી ભુલ કબુલ કરતો, નથી પોતાના દીકરાઓની ખોટી પક્ષ છોડતો, કે નથી બિચારા રૂસ્તમની અસલી કપટી અદખાઈ છોડતો.

જ્યારે શેઠબાવા રૂસ્તમનાં ખાનદાન અને બુનિયાદની બદગોઈ કરવા લાગ્યા ત્યારે હોરમજશાહ શેઠે તેને એકજ અણગમતી યાદ દેવાડી.

"તમે ભુલોછ, શેઠબાવા ભુલોછ" તેવણ બોલ્યા "એ રૂસ્તમ તમારોજ સગો થાય તે કેમ ભુલ્યા? એ તમારોજ નહી તો તમારા જેવોજ ખાનદાની છે. એના બાપનો કાકો તે તમારી બૈયરનો મામો થાય. બેહેસ્તનસીન રૂસ્તમજી દુબાસ તમારી ધણીયાણી બાંણુજીને ચાહતા હતા તેના કરતાં પોતાનાં ભત્રીજા તે રૂસ્તમના બાપને એક વખત વધારે ચાહતા હતા."

આ સગાઈથી શેઠબાવા તો ગાફેલજ થઈ ગયા. પોતાના જે સગાના હકદાર પૈસા તેવણ ચાંપી ગયલા તેનીજ આતો યાદ હતી. તેવણે કાનપર હાથ મેલ્યા. "એ મારો શું સગો થાય તે હું કાંઈ જાણતો નથી, પણ હું એટલું જાણુંછ કે એ છોકરો ઘણી હલકી રીતે ઉછરેલો છે અને ગરીબાઈમાં પળાયલો છે."

"એ કેમ ઉછેરાયોછ તે હુંબી જાણુંછ" શેઠે મનચેરજીને ખોટા પાડ્યા. "એ છોકરાનો ઉધરભાવ હું મારી નજરો નજર જોતો રહ્યોછ; અને એટલુંજ કહુંછ કે જેમ રૂસ્તમને તેની ગરીબ માયે ઉછેર્યોછ

તેવી રીતે જો બીજા એક બે દજન છોકરા પારસીઓમાં ઉછેરવામાં આવેતો પારસીની કોમનું આખું ભવિષ તદન બદલાઇ જાય."

"એ શું બકોછ? ગુલીગરીબે પોતાના દીકરાઓને કેમ ઉછેર્યાછ, તે જાણે કે હું જાણતોજ નહી હોવું તમે તેમ બોલોછ. એક હલકાં ઝુપડાંમાં, મજુરની હાલતમાં, ભુખમરા વચે ઉછરેલાં બચ્ચાં આપણ શેઢિયા લોકને ત્યાં ગૃહસ્થની રીતે ઉછરેલા છોકરાઓને મળતા કેમ આવે? જેને પેટ ભરતું ખાવાનું નહી મળતું હતું, તે બિચારાઓ કેળવણી તે શું લઈ શકે?"

"ગૃહસ્થની રીતે ઉછરેલા તમારા દીકરાઓ એક કરતાં એક કેવા નમુના નિકલ્યા તે જોયા કેની?" હોરમજશાહશેઠે હવે તો શેઠબાવાનું દિલ દુખવાની દરકાર ન કરતાં ટકોર ચલાવી. "એક બિચારો માર ખાઈને મોર્ગે લાગ્યો, બીજો કોઈ ફરંગન સાથ કરાંચી નાસી ગયો, ત્રીજો લુચો ને છાકટો નિકલ્યો. એ તમારા મોટે ઘેરના દીકરાઓના નમુના—"

"પણ, વારૂ——"

"સાંભળો. તમે વચે ના આવો, મનચેરજી. તમે મને બોલાવોછ ત્યારે તો હવે બોલવા દેવો. હવે બીજા હાથ ઉપર ગુમાસ્તાની ગુલીએ પોતાના દીકરાઓને કેવા કેળવ્યા તે જુવો. તમે તેની ગરીબાઈ અને ભુખમરાને આગળ હીણતા તથા હસતા હતા, તે વખતે તમારી પાસે પૈસા હતા અને તેથી કદાચ બાહાનું હતું, પણ તમારા પૈસા જવા પછી અને તમે પોતે ગરીબ થવા પછી આ એક ગરીબ અબળાને અને તેબી તમારી સગીને હજી હીણશો એવી મેં વકી રાખી નહી હતી."

"હું તેને હીણતો નથી. આપણી દોલત રેહતી નથી. ચઢતી પડતી સહુની ચાલતી આવેલીછે. પણ મારૂં કેહવાનું એટલુંજ છે કે વેહળા અને વીપત્તિમાં ઉછરેલા તેના દીકરાઓને તમે મોટે ઘેરના દીકરાઓ સાથ સરખાવોછ તે વાજબી નથી."

"વેહળા અને વીપત્તિએ તેમનો ઉધરભાવ અટકાવ્યો નથી, તેમની ગરીબાઇએ તેમના શરીરને દુબળું બનાવ્યું નથી, એટલુંજ નહી પણ તેમના ભુખમરાએ તેમની કેળવણીને પણ અટકાવી નથી. એક ભાઇ મારે ત્યાં પાયરી દરપાયરી વધ્યો ગયોછ. બીજો ભાઇ આજકાલ પ્લીડરની પરિક્ષા પસાર કરશે અને પછી બારિસ્ટર થશે. ત્રીજો ભાઈ ઇજનેર થશે."

"નિશાળે ઘણું સરખું શિખ્યાથી કાંઈ ગૃહસ્થપણું આવતું નથી. ગૃહસ્થના દીકરા તેજ ગૃહસ્થ થઇ શકેછ."

"ગુલીના દીકરા ખરા કદાવર અને તનદરોસ્ત મર્દ બચ્ચા થયાછ, એટલુંજ નહી પણ ગૃહસ્થ તરીકે પણ સરસ થયાછ. દેખાવમાં, મનશકિતમાં, ચાલચલણમાં, રીતભાતમાં તેઓ તમારા પૈસાવાળા ગૃહસ્થોને ટકર મારેછ."

"હવે તે વાત રહી. પંચાત મુકોની." જ્યારે મનચેરજીએ પોતાને હારેલો જોયો ત્યારે હવે એ વાત ઉડાવવા માગી. "ગુલીના દીકરાઓ સાથ મારે શું કામ! હું કાંઈ તેઓનો કેસ લડવા આવ્યો નથી. હું તો મારા દીકરા વીકાજીની તરફથી તમોને અરજ કરવા આવ્યોછ. એણે મને કહ્યું કે તમે આજે ખુલ્લી રીતે રૂસ્તમને વીકાજીનો વડો કહીને તેને અપમાન આપ્યુંછ. એ શું ખરી વાત?"

"અલબત ખરી વાત છે. રૂસ્તમને મેં વીકાની ઉપર વડો બનાવ્યો એ ખરી વાત છે, પણ તેથી મેં વીકાને અપમાન કીધું એ વાત ખરી નથી."

"પણ જેને તમે વડો કરવા ધારેલો તેને તમે હલકાના હાથ નીચે મુકો એ શું અપમાન નહી?"

"બીલકુલ નહી. ઓર જો હું રૂસ્તમને વીકાજીના હાથ તલે મુકું તો બિચારા

રૂસ્તમને તે અપમાન થાય ખરૂં. તમારા દીકરાને રૂસ્તમના હાથ નીચે રાખવામાં પણ રૂસ્તમને અપમાન છે. વીકાજીને તો અપમાન શું પણ સજા ઘટેછ અને એને મેં શિક્ષામાંથી જવા દીધોછ તે ફકત તમારી ખાતરને વાસતે. મેં એનો એક વાંક માફ કીધો તે એટલીજ આશાપર કે તે પોતાની ચાલ સુધારશે. પણ તેનો તે મોટો વાંક મેં માફ કીધો તેમાંજ મારી ભુલ થઈ."

"મોટો વાંક? મારો દીકરો એવો શો મોટો વાંક કરે?"

"તમારા દીકરાના બધા દોશ તમે તો કેથા ભૂલી જતા જણાવોછ?" હોરમજશાહ શેઠે અત્યાર સુધી તો આ મગરૂર મનચેરજીની સઘળી તકોબરી તામોસ કીધી પણ જ્યારે એ શેઠબાવા સઘલું નામુકેર જઇને હોરમજશાહનેબી જુઠા પાડવા લાગ્યો ત્યારે હવે શેઠનો મિજાજ ઠેકાણે રહ્યો નહી, તોપણ તેવણે ઘણી ધીરજથી શેઠબાવાને યાદ માત્ર આપી "તમે મોહડે ચહડીને તમારા દીકરાનો શો વાંક તે પુછોછ? લેવાની. પેહલાં તો ચોરીનો વાંક. મારી ટેબલમાંથી પેલો રૂ ૧૦૦ નો ચેક ચોરાયો તે ચોરનાર પાપી તમારો એ વીકાજી હતો. મને પેહલેથીજ એ લુચ્છા ઉપર શક ગયો હતો અને તલાશ કરતાં અંતે તેજ વાત ખરી પડી. મારી ખાતરી છે કે જેમ મારો તેમજ તમારો પોતાનો શકબી એજ તમારા નગીના ઉપર હતો; અને તે છતાં તમે બિચારા રૂસ્તમને ચોર ઠરાવવાને અનેક ફાંફાં માર્યાં."

મનચેરજી "શેઠ" આ લરજાવનારાં તોહમતનો ખુલ્લો ઈનકાર કીધો નહી. તેવણ ઘણીવારસુધી અંદેશામાં બેસી રહ્યા. જો કે આ સઘળું કબુલ કરવાને નાખુશ હતા તોપણ એ સઘળું ખરૂં છે તે તેવણના અંતરધ્યાન સુધી પેવસ થયું હતું.

"હોરમજશાહ, તે ચોરીને તો ઘણાં વર્ષ થઈ ગયાં." અંતે શેઠબાવા બોલ્યા "ત્યાર પછી તો મારા દીકરાએ કાંઈ ખરાબ ચાલ ચલાવી નથી."

"એટલું કે ફરીથી ચોરી નથી કીધી" શેઠે હિમતથી જવાબ દીધો—"તો જો કે હું નહી ધારતો કે જો એના હાથમાં ચોરી કરવાનો લાગ આવતે તો એ ફરીથી ચોરી નહી કરતે. એણે ચોરી કરવાનું મેં કશું રાખ્યું નથી, તેથીજ એણે ચોરી કીધી નથી. પણ જ્યારે ચોરી કીધી નથી, ત્યારે બીજા વાંદા કીધા. મારા કારખાનામાં તે છોકરો થઇને મસતી કરેછ તે તો હું તમોને કહી ચુકયો. વળી પોતાને નહી આવડતાં કામમાં હાથ નાખી તે સાઉ કામ બિગાડેછ, મને નુકસાન કરેછ ને મારાં વેપારી ઘરાકો વચે મને ખરાબ લગાડેછ. છેલી એની બદચાલ મેં આજેજ જાણી કે રૂસ્તમની સત્તા સામે માણસોને ઉસકેરીને તમારો એ લુચ્છો દુકતો કારખાનામાં બલવો કરવાના ફીતુર રમેછ."

"હવે ત્યારે એનો શો રસ્તો? એ શું કરશે?"

"જે તમોને અને એને ગમે તે કરો." શેઠે સુચવ્યું. "પણ આટલો મારો બોલ યાદ રાખજો કે એ છોકરો જ્યાંસુધી પોતાની ચાલ સુધારશે નહી ત્યાંસુધી એનો કેથે ડાગ લાગવાનો નથી."

"તમે વીકાજીને પાછો રાખો." અંતે શેઠબાવાએ છેલી અરજ કીધી.

"નહી. તેતો વિચાર માંડીજ વાલજો. જુવો એને હું રાખવાનોતો નથી, પણ તમે એમ ના સમજતા કે હું એને રાખું તો એ રેહશે. એતો આટલા દાહડા મારો ભાગિયો અને વળી જમાઇ થવાની આશાપર અંહી રહ્યોતો, તે આશા એની ભંગ થઇ એટલે હવે એને પોતાનેજ અંહી આવવા ગમશે નહી. હવે તો એને મારે ત્યાં પાછો લાવતાજ ના, પણ તે ઉપરાંત વળી હું ભલામણ કરૂંછ કે એની ચાલ સુધાર્યા અગાઉ એને બીજે કોઈ ઠેકાણે રખાવતાબી ના."

"હાલ કેમ સુધારૂં? શું એને ફરીથી નિશાળે મુકું? એને સુધારવાનો ઉપાય એકજ છે. નાસિપાસી અને લાચારીથી એ બિગડેછ, પણ તમે એને પાછી આશા આપો, એને ભાગિયાની પદવી આપો, એને તમારો જમાઇ કરો અને પછી જુઓ કે એ પોતાની મેળે કેવો સુધરી જાયછ."

"ઠેક શુ. પણ તમારી એ માગણી હું ઉપકાર સાથ ના પાડુંછ."

"ઠીક છે. ગુલી ગરીબના દીકરાને તમારો ભાગિયો કરજો." મનચેરજી "શેઠે" પણ હવે મિજાજ ખોઇને વાત ચલાવી.

"હા. ધાર્યું કરીને તેમજ થશે. હું રૂસ્તમને મારો ભાગિયો કરીશ, તેમાં તમે કોણ મને પુછનાર?"

હવે શેઠઆવા ખરેખર નરમ પડી ગયા. હવે તેવણ આજેજ થઇ અફસોસ કરવા લાગ્યા અને આ લાંબી મસલતમાંથી ઉઠીને જતી વખતે તેવણની આંખોમાં પાણી આવી ગયાં.

"મારા દીકરાઓથી હું તરવાની આશા રાખતો હતો, પણ હું તો ડુબ્યો, હોરમજશાહ. એ દીકરાઓ મારા મોટા શ્રાપ થઇ લાગ્યાછ. તેઓ જન્મથીજ મારા જમ સરખા છે. તેઓ પોતાના લોહીમાંજ બદ ખસલત જન્મથી લઇ આવ્યાછ."

"નહી. તેમ નથી. જન્મનો વાંક નથી પણ એ તેઓની કેળવણીનો વાંક છે." શેઠે છેલી શિખામણ આપી "તમારા દીકરાઓના બિગાડમાં તેઓનો વાંક નથી, પણ તમારો અને તમારાં ધણિયાણીનો વાંક છે."

---

## પ્રકરણ ૧૮૮ મું.

## "મેશ્યર્સ હોરમજશાહ અને રૂસ્તમજી."

અને હવે એક લાંબો ખાંચો પાછો પસાર કરીયે—મહીનાઓ નહી પણ વર્ષોનો ખાંચો—તો આપણી આ વાર્તાના સેવટ તરફ આપણ આવી પોહોંચીયે છીયે.

ગુમાસ્તાનો ગાંધી પોતાના દીકરાઓને એક "દૂરના નુર" તરફ નજર રાખીને ઠેકાં દરિયાંનો રસ્તો પસાર કરવામાં જે સબુરી અને સહનશિલતાની શિખામણ દઇ ગયો હતો, તે શિખામણ તેઓએ બજાલાવવાનો અને તે "દૂરના નુર" તરફનો રસતો પાર કરવાનો હવે વખત આવ્યોછે.

આ ગુમાસ્તાના નાનકડા ગાંધીઓની ભલાઇને માટે વેઠાયલી વેઠ અને સહવાયલી સબુરીઓના ઝાડ ઉપર ફળ ઉગવાની વેળા આવીછે. તેમની જંજાળો ખતમ થઇછે અને આ દુનિયાઇ નાટકની મહાન રંગભુમી ઉપર મોટા મોટા ભાગો બજાવવાને માટે ગુલીના દીકરાઓ તૈયાર થયાછે.

ત્રણ વર્ષ ઉપર આપણે સોહરાબ વિષે સાંભળ્યું હતું કે તે પ્લીડર દાખલ ધારાની પરિક્ષામાં પાસ થવાની તૈયારીમાં હતો. પછીના ત્રણ વર્ષમાં તે શું શું થયો તે અચરતીની વાત નથી, પણ તે શું નહી થયો તે એક અચરતી ગણાત. તે ધારાની પરિક્ષામાં ફતેહમંદ ઉતર્યો અને વળી ઇનામો લાવ્યો. એક ફતેહમંદ પ્લીડરને એલ. એલ. બી. થયા પછી એકજ પદવી બાકી રેહછે, તે શેહરી બારિસ્ટરની છે. તેણે યાતો બારિસ્ટર થવા ઇંગલંડ જવું—કે જેમાં મોટો ખર્ચ જોઇયે—અથવા મુંબઇની હાઇ કોર્ટમાં "ટર્મ" ભરીને આડવોકેટ થવું. સોહરાબની માએ તેને માટે આ ગરીબડો મધ્યમ લાભ પસંદ કીધો. આપણે છેલી ખબર લીધા પછી સોહરાબ થોડી મુદતમાં એલ એલ. બી. થયો અને હાઇ કોર્ટમાં ચાલુ હાજરીથી "ટર્મ" ભ-

રીને બારિસ્ટરની પદવીને માટે તૈયાર થયો.

બરજો પણ પુણાની સાયન્સ કાલેજમાંથી કુદરતી વિદ્યાઓમાં મોટાં ઈનામો અને માન સાથ પસાર થયો. તેણે યુનિવર્સિટીમાંથી એલ. સી. ઈ. ની ઇજનેરની પદવી મેળવ્યા ઉપરાંત ખેતીવાડી અને બીજા ઉદ્યોગ હુનરોને લગતી પ્રવિણતા મેળવી. તેને માટે એવું કેહવાતું હતું કે કુદરતી વિદ્યાઓમાં તેના સરખી કાબેલિયત પારસીઓમાં એક કે બેજ જણે મેળવી હશે. તે કાલેજ છોડીને મુંબઈ પોતાની માને આવી મળ્યો ત્યારે તેના ભાઈબંધ વિદ્યાર્થિઓએ તેને ઘણું માન આપ્યું હતું. તે યુનિવર્સિટીમાં પોતાની પદવીની સનદ ગવરનરને હાથે લેવા ઉભો ત્યારે તેના ઉપર ખુશાલીની તાલીઓનો એક વાદળમાંથી ગોયા ગગડાટ તુટી પડયો હતો.

રૂસ્તમની પણ મોટામાં મોટી ઉમેદો આ લાંબા અંતરમાં પાર પડી હતી. તે હોરમજશાહશેઠનો ભાગિયો અને કારખાનાનો એક માલેક થયો. જ્યારે આ કારખાનામાં તે એક હલકા પટાવાળા દાખલ ચાકરી ઉપર રહ્યો હતો અને જ્યારે પેહલેજ દાહડે શેઠની ટેબલ લુછવી પડી તથા ઝાડુ કાહાડવી પડી તેથી તે પોતાની માના ખોળામાં માથું નાખીને રડયો હતો, ત્યારે એજ કારખાનામાં પોતે શેઠ થશે અને એજ ટેબલ ઉપર પોતે બિરાજમાન થશે એવું તો તેના સ્વપ્નામાંબી નહી હતું. માટે જ્યારે "મેસ્યર્સ હોરમજશાહ અને રૂસ્તમજી" ને નામે કારખાનું ચાલતું થયું ત્યારે રૂસ્તમને જે સ્વપ્ને નહી હતું તે થયું એમ કેહવામાં ખોટું નથી.

તેની આ ચહડતી દિશા એકદમ અને અચબુચ થઈ નહી. તેની આ ચહડતી કળા કોઇને અચંબો આપવા જેટલી ઉચ્ચાઉચ થઈ નહી. તે પદવી દર પદવી વધતાં વધતાં જ્યારે સેવટે ભાગિયો થયો ત્યારે કોઇને અજાયબી લાગી નહી, કાંકે ઘણા જણ એજ સેવટની વકી રાખતા હતા. અલબતાં આ પંતિયાલાપણામાં રૂસ્તમનો નફાનો ફાળો પેહલાં નાનો હતો— કેટલો તે કોઇ કહી શકતું નહી હતું, તો જોકે આ કારખાનામાં કેટલો નફો છે તે જાણવાને ઘણા પરવારતા લોક ફાંફાં મારતા હતા અને તરેહવાર અટકલો ચલાવતા હતા.

એકજ બીના જણાયલી હતી અને તે એકે ભાગિયાઓનું જે લખત થયું હતું તેમાં એક કલમ એવી નાખેલી હતી કે હોરમજશાહ શેઠની કજારજાએ કારખાનામાંથી નફાનો એક હીસ્સો શેઠના દીકરા જાંહગીરને તથા દીકરી આઈમાયને તેમની હૈયાતી સુધી ચાલુ મળ્યા કરે. અગત્ય કરીને જાંહગીરને માટે બંદોબસ્ત કરવાની જરૂરજ હતી. કારખાનાનો ખરો માલેક તો તે હતો, પણ તે બિચારાનો મર્જ અભાગ્યો હતો. તે દુનિયાંદારીથી રદ થઇ પડેલો હતો—જોકે તેનામાં ચાલાકી અને હોસ્યારી પુરતી હતી.

કારખાનાની અંદર સઘળું કરતોકાવરતો એકલો ધણી હવે રૂસ્તમ થઈ પડયો હતો. શેઠ તો રૂસ્તમ સાથ ભાગ કીધા પછી ધંધામાંથી લગભગ અલગા થયા હતા. તેવણ કારખાનામાં માત્ર કોઇ કોઇ દાહડે આવતા હતા. ફકીરો આગળની પેઠે પાછો મેનેજર થયો હતો. જોકે લકવાની સેજ કસર તેને રહેલી હતી અને તેની કાઠી જરા લથડી હતી, તોપણ તે મેહનત કરવાને શકિતવાન હતો; અને જ્યાંસુધી તે તદન રદ નહી થઇ પડે ત્યાંસુધી પોતાના આ જુના કારભારીને તેના ઓધા ઉપરથી દૂર કરીને તે બિચારા ગરીબને ગેરઇનસાફ કરવાને શેઠનું કદી દિલજ ચાલે નહી.

રૂસ્તમ તો એ ગરીબ ગામડિયા તરફ હોરમજશાહ શેઠના કરતાં વધારે મેહરબાન હતો. તે ફકીરા તરફ મિત્રાચારી અને હેસાનની ગાંઠથી બંધાયલો હતો.

ફરીરોજ તેને આ કારખાનામાં પેહલવેહલો લાવ્યો હતો અને ફરીરો જ્યારે રૂસ્તમનો વડો હતો ત્યારે તેણેજ ચાહીને એ જુવાનને વધાર્યો હતો. વળી ગુલી "ગરીબ" અને તેના દીકરાઓના પડોશી, મિત્ર અને મુરબ્બી દાખલ ફરીરાએ તેમને ઘણી મદદ આપી હતી; તેમ રૂસ્તમે, તેના ભાઇઓએ અને તેમની માતાએ ફરીરા તરફની ફરજ કાંઇ ઓછી બજાવી નહી હતી. સાર એકે હમણા જ્યારે વખત બદલાયો—જ્યારે ફરીરો જે રૂસ્તમનો વડો હતો તે ઉતરતો રહ્યો, અને જ્યારે રૂસ્તમ જે ફરીરાનો ચાકર હતો તે શેઠ થયો ત્યારે પદવી અને પૈસાના ગમે એટલા અંતર છતાં તેઓ વચેનો સંસારી સંબંધ જેવોને તેવોજ રહ્યો.

હોરમજજીશાહ શેઠની પેલીજ ટેબલ ઉપર હવે રૂસ્તમ બેસવા લાગ્યો. શેઠ પોતે વાંદરેથી ખાલી કરીને વાલકેશ્વર રેહવા ગયા, કે જ્યાં એક ખુણાનુમાં ઉંચાઈ ઉપર એક મોટી મીલકત ખરીદીને તેનું નામ "હોરમજ બાગ" આપીને પોતાના કુટુંબ સાથ જઇ રહ્યા. વાંદરેનો પોતાનો સુંદર બંગલો પણ રેહવા દીધો હતો અને ત્યાં થોડા થોડા દાહાડા તેઓ હવા ફેરફારને માટે આવતા હતા. જાંહગીર લંગડાને વાલકેશ્વરનો નવો બંગલો જરાએ પસંદ નહી હતો, તે એટલાજ માટે કે રૂસ્તમને તે દૂર પડતો હતો અને તેથી તે જાંહગીરને દરરોજ મળી શકતો નહી હતો. રૂસ્તમ અઠવાડિયાંમાં બે ત્રણવાર હોરમજબાગની મુલાકાત લેતો, પણ તેથી જાંહગીર રાજી થતો નહી હતો. તેને તો પોતાના દોસ્તની હાજરી જેમ વાંદરે તેમજ વાલકેશ્વર દરરોજ જોઇતી હતી.

આઇમાય હજી પરણેલી નહી હતી. તેના માબાપ તેને પરણાવવાનો ઘણીવાર વિચાર કરી રહ્યાં હતાં પણ તે પરણવાને ના પાડયા કરતી હતી. તેને માબાપના ઘેરમાંથી જવા ગમતું નથી એવું તે બાહનું કાહાડતી હતી. પણ તેને લાયકનો વર ક્યાં હતો? પૈસાવાલાં ઠેકાણાં તો ઘણા હતાં, પણ આઇમાયે જે ઉતમ કેળવણી લીધીછે તેવી એક સકળ ગુણસંપન્ન સુંદરીને માટે પૈસાદાર કુટુંબોમાં પણ લાયક જુવાનનો ટોટો હતો.

ગુલી "ગરીબ" હજી દાદર ઉપરના પોતાના નાના બંગલામાંજ રહેલી હતી. પણ હવે તે એકલી હતી. તેનાં દીકરાઓએ માને બેહોસ કરીને તેની બોર્ડીંગ સ્કુલ કાહાડી નખાવી હતી, કારકે હવે એકજ દીકરો, રૂસ્તમ એકલોજ પોતાની માની સઘળી આવક ઢાંકી નાખે એટલી કમાણી કરવા અને પોતાની માનુ આબરૂ સાથજ નહી પણ સુખચેન સાથ ગુજરાણ ચલાવવાને શક્તિવાન થયો હતો. તો હવે જે માએ મેહનત કરીને દીકરાઓને સુખી કીધા તે દીકરાઓએ પોતે મેહનત કરી તે માતાને આસાએસ આપવા અને સુખી કરવાનો વખત આવ્યો.

ગુલી ગરીબને આપણે પેહલી પિછાણી તેમાં અને હાલ સુધીમાં એટલાંબધાં વર્ષો વહી ગયાંછે કે આજે તે બિચારી ઉમરમાં વૃધ, કાઠીએ નબલી, કુવતે કમતર થઇછે. સુડતાલીસ ઉડતાલીસ વર્ષની તે એક અઢાર મોટાંમાય જેવી લાગેછે. જો કે મેહનત અને રગડથી તે હજી તનદરોસ્ત છે અને તેનાં હાડ તે સઘળી મેહનત માથે લેવા જેટલાં હજી વળેલાંછે. પણ તેના દીકરાઓની હુજત એટલીજ હતી કે "વ્હાલી મા, હવે તમોને એટલીબધી મેહનત શા વાસતે જોઇયે?" હવે કાંઈ પૈસા કમાવાની ઇનતેજારી નથી, હવે કાંઈ પોતાનું કે બચ્ચાંઓનું પેટ ભરવાની ફિકર નથી. ગુલી અણુસમજુ તો કદી નહી હતી. તકરાર અને ખોલાસો સાંભળીને તે પ્રમાણે ચાલનારી તે હતી. આજે પણ તેણે પોતાના દીકરાઓની તકરાર સાંભળી. તેણે

પોતાના ઘેરમાંની સ્કુલ કાહાડી નાખી. પૈસા કમાવાની મેહનત અને મજુરી બંધ કીધી. તેનું ઘેર જે નિશાળને માટે મોટું કરેલું હતું તેમાં હવે તે એકલી રહી અને સુખચેનથી વધારે ઓરડા, વધારે ફરાગાત જગ્યા વાપરતી થઈ.

તમોને યાદ છે, પ્રિય વાંચનાર, તે દિવસ કે જ્યારે ગુલી મેહસ્તી ગાંધી સાથ પરણવાને તૈયાર થઇ હતી તે દાહડે ગુલીના બાપ મેહસ્તનશીન દીનયારજી દસતુરે ગુલીને ચેતવણી આપી હતી કે "ગાંધી એક ગરીબ માણસ છે, તેવા એક ગરીબને પરણવાથી દીકરી તુને ઘણું ખમવું પડશે." અને તે સંકટ ખમવાની અગમચેતી કરીને ગુલી રાજીખુશીથી પરણી હતી? આવા એક ગરીબડા વરને પરણવાથી બીજી છોકરીઓ હઠી ગઇ હોત અને વળી તેમાં તેઓનો વાંક નહી નિકલત—જે ધણી બાયડી છોકરાંઓને સુખચેનથી પાળવાને શક્તિવાન નહી, જે ધણીએ શીયાળાને માટે અને તુફાની રૂતુને માટે કાંઈ એકઠું કીધેલું નહી, તેવા ધણીને પરણવામાં શું સુખ જોવાનું હતું?

આવે વખતે જેમ બીજી છોકીઓ હઠી જાયછે, તેમ ગુલી પણ હઠી ગઈ હોતતો, વાંચનાર, તમે તેનો વાંક નહી કાહાડત. હવે આજે કહો, ગુલી ગાંધીને પરણી તે સારૂ થયું કે ખરાબ થયું? એક ગરીબડા વરને પરણીને તે સુખી થઈ કે દુખી થઈ? વગર વાંકે ગાંધી તેને જુવાન વયે વિધવાપણામાં નાખી ગયો, વગર વાંકે ગાંધી તેને માથે દીકરા દીકરીઓની વેઠ નાખી ગયો અને વગર વાંકે તે બચ્ચાંને પાળવાના પૈસાને બદલે સામાં કરજનો બોજો મુકી ગયો તેમાં નરસ શું થયું?

આ હાલતમાં બિચારી ગુલી ઉપર સંકટ તો ખરેખર ભય ભરેલું આવી પડયું. તેનું પણ સેવટ શું આવ્યું? સંકટ ઘણું પડયું તેથી થયું શું? થોડી હાયવેહલા ખમી, થોડો ભુખમરો ખમ્યો, એક બચ્ચું જીવથી ગયું--પણ એજ કે? શું પૈસાવાળાઓને ત્યાં દુખ નથી? શું પૈસાદારના બચ્ચાં મરી જતાં નથી? ત્યારે ગુલીએ પોતાની ગરીબાઇથી એવું વિશેષ શું ભોગવ્યું કે જે બીજાંઓ ભોગવતાં નહી હોય?

અને તોપણ સેવટે ગુલી જે સુખ જુવેછે તે તો વિશેષ છે—દીકરાઓનું આવું સુખ કાંઈ સઘળાં માબાપના નસીબમાં સરજેલું નથી. એતો ખરેખર કાંઈ ખાસ આશિષ તે ભોગવેછે. એ તેની ધીરજનું ધન, તેની મેહનતનો બદલો, તેની સબુરીનું ફળ, તેની ગરીબાઇનું ખાસ ઇનામ છે. તેને ગોયા વર્ષ દાહડે બાર હજારની પેદાસ હોય તેવી રીતે તેણે પોતાના દીકરા ઉછેર્યાછે.

ગુલીએ ગાંધીને પરણતાં એક "ચાંન્સ" લીધું. તેનો પાસો સવળો પડયો અને તે બચ્ચાં સાથ સુખી થઇ. પણ શું પ્રિય વાંચનાર, ગુલી માત્ર નસીબના જોરે જીતી છે? નહી, નહી. આ માત્ર એક "ચાન્સ" ગણશો તો બિચારી ગુલીને ગેરઇન્સાફ કરશો. કોઈ બિચારાં નસીબના જોરે જીતે છે ખરાં, પણ ગુલી તેમ જીતી નથી. તેણે તો જીતવાનો પાકો ઠરાવ કીધો, તે જીતવાને ખરાં જીગરની જેહમતથી મથી, તેણે જીતવાની જંજાલ ખેંચી અને તેથી જાણી બુજીને, પાકી વકી અને ખરી ઉમેદથી, પોતાની નેક મનસની મુજબ તે જીતીછે.

આજે ગુલી પોતાની બારીએ બેસીને એક ગાલીચો ગુથેછે. આગળ તે પોતાનું પેટ ભરવા સારૂં લોકોનું શીવતીસાંધતી હતી તેમ નહી, પણ આજે તો તે પોતાના સુંદર દીવાનખાનામાં રૂસ્તમની રોણકદાર ટેબલ ઉપર બિછાવવાનો ગાલીચો ગુંથાવ બેઠીછે. આગળ તે એક ભાગેલી ખુરસી ઉપર રાતના અંધારામાં ઝાંખા દીવા આગળ આંખને તાણતી અને કોઈ વખત તો આંખપાણી ભરતી સીવવા બેસતી

હતી તેમ નહી, પણ મખમલની ગાદી-વાળી એક ખુરસીને અઢેલી તે બારીએ બેઠીછે. તેજ સુંદર, સાંધી, સાદી ગુલી છે; પણ આજે તેનો ચેહરો વધારે સ્વચ્છ સફાઈમાં શોભેછે, આજે તેના ગાલ વધારે ભરેલાછે, તેના હાથ વધારે ફરબે બન્યાછે, તેની આંખે ચસમો છે, જે પેહલાં સ્ટીલની ફ્રેમમાં હતો તે રૂસ્તમે રૂપાંનો કરાવી આપ્યો અને આજે તો સોનાની ફ્રેમમાં મઢેલાછે.

સુખ સંતોશનું આ ચિત્ર અંહીજ પુરૂં કરી વાતનો છેડો લાવીયે તો કેમ ? નહી. ગુલી સુખી થઇછે, તેના દીકરા સુખી થયાછે. પણ તે કેવા સુખી ? એ સવાલ રહ્યોછે અને તેનો ચુકાદો થાય નહી ત્યાં-સુધી ગુલી ગરીબની વાત અધુરી રેહછે.

---

## પ્રકરણ ૧૮૯ મું.

## ત્રણ મોટા માણસની મા.

એક પાછલા પહેરે ગુલી "ગરીબ" પોતાના ધારા પ્રમાણે પોતાના માળા ઉપરની બારીએ બેસીને જીકના ચીકણની એક કોર ભરતી હતી, અને "માસી-દાસી" સિવાએ ઘેરમાં બીજું કોઈ નહી હતું, તેટલામાં તાર આફીસનો સિપાઇ તારનો એક સંદેસો લઈને લાગલોજ માળા ઉપર ચહડી આવ્યો. ગુલી પોતાના ભરતકામમાં એટલી રોકાયલી હતી કે વીજલીના ઉતાવલા પેગામનો આ હલકારો તેના બાગમાંથી દાખલ થયો તે તેણે જોયો નહી હતો, તો જોકે તેની બારીએથી તેનો બાગ આખો દેખાતો હતો—ગુલીનું ચીત્ત સઘળું ચીકનમાં રોકાયું હતું.

આજે તેનો નાનો બંગલો વધારતાં વધારતાં મોટો થવાથી તેના દરએક દીકરાને એકેક જુદો ઓરડો રેહવાને આપ્યોછે, તે દરએક ઓરડો સુંદર રાચરચીલાંથી આરાસતા કરેલો છે અને ગુલી તે ઓરડાઓ શણગારવાના ગાલીચા અને ચીકનકામમાં આજે તો રોકાયલી રેહછે.

વડા દીકરા "રૂસ્તમજી શેઠ" ને બંગલાની જમણી બાજુની પાંખના બે ઓરડા આપ્યાછે, જે મધેના એકમાં તેનો બેસવા ઉઠવાનો તથા બીજામાં તેને પોઢવાનો ઓરડો છે. વચલા દીકરા મી૰ સોહરાબજી બી. એ., એલ. એલ. બી. ને ડાબી બેરદુના બે ઓરડા એજ પ્રામાણે ગોઠવણ કરીને આપેલાછે. નાનો દીકરો બરજો પુણાની કાલેજમાં છે, તે કાંઈ મુંબઈ રેહતો નથી, પણ તે મુંબઇ આવેછે ત્યારે "લાઇબ્રેરી" અને "ડ્રાઈંગ રૂમ" ની વચે તેને પોઢારવા માટે જગ્યા બીશ્વાર રેહછે. "ડ્રાઈંગ રૂમ" (બેસવા ઉઠવાનું દિવાનખાનું) ગુલીએ પોતાના સુધરતા જતા સમર્થ પ્રમાણે સાદા શણગારથી ઘણું શોભાવ્યુંછે, જેમાં ગુલીએ દીકરાઓના અને દીકરાઓએ પોતાની વ્હાલી માના સુંદર ફોટોગ્રાફો આણીમેર પેલીમેર સુંદર ફ્રેમોમાં ગોઠવીને ઉભા કીધાછે તેજ કાંઈ ઓછી શોભા નથી.

આજે ગુલી જે જીકની કોરનું ચીકન ભરવા બેઠીછે તે એક ખાસ સબબને માટે છે. એ કોર ઘણા દિવસની માંડીછે અને તે આજેજ પુરી કરવાની છે કાંકે દીકરા સોહરાબને તે આજે ભેટ કરવાની છે. સોહરાબનો આ આખો મહીનો પેહલાં ભારી અભ્યાસમાં અને પછી મોટી ઇનતેજારીમાં ગુજર્યો છે. તે હાઈ કોર્ટના આડવોકેટની એટલે કે મુંબઇના બારિસ્ટરની પરિક્ષા પુરી કરી રહ્યોછે અને આજે તેનુ પરિણામ જાહેર થવાનુંછે.

તેને આજે ફતેહમંદ બારિસ્ટર દાખલ તેની માતાએ ઘેરમાં વધાવી લેવાનો છે, અને તેટલા માટે તે સાંજે ઘેર આવે ત્યારે ઓટલાનાજ ઉંબર ઉપર પેહલાં દાખલ થતાં તેને મુબારકબાદી આપવા માટે એક સુંદર દાણાના ચીકનની તોરણ તેની માતાએ તયાર કીધીછે, જે તોરણ ઉપર મુબારકબાદીનો છેલો લેખ જીકના કસબથી ભરવામાં આજે ગુલી રોકાયલીછે. તેનો દીકરો બારિસ્ટર દાખલ પસાર થશે એટલી તો તેના મનમાં ખાતરી છે અને તેથી આ ચીકન પુરૂં કરવા માટે તેણે આજે ઘણી હર્ષિત ઉતાવલ કરીછે.

ગુલી "ગરીબ" ની ઉમર તેને આપણે પેહલી જોઈ ત્યારપછી આજે બેવડાઇછે, અને તોપણ તે આવા મોટા ત્રણ દીકરાઓની મા જેવી લાગતી નથી પણ "રૂસ્તમજી શેઠની" માને બદલે જાણે કે વડી બેહન હોય તેટલીજ તે જુવાન લાગેછે. માતબર સગાંઓની અદેખાઈ, માગનારાઓના જુલમ તથા પોતાના દીકરાઓની વેહલા અને વેદનાઓએ તેના સોહમણા દેખાવમાં જરાએ ફેર પાડયો નથી. તે વીધવા છે, પણ દીકરાઓની હુજતથી તેણે પોતાના સુખની ઇધાણીમાં તદન કાલી સાડી કાહડી નાખીને ઘેરા લાલ યા ઘેરા બલુ અને ઘેરા જાંબુરા રંગની સાડીઓ પેહરવા માંડી છે, કે જે ઉપરની એક જીણી કોર તેના માથાંબાનાની કીનારીને રોણક આપેછે ત્યારે ગુલી "ગરીબ" ને એક મોટે ઘેરની શેઠાણી દાખલ કોઈ પણ ગણયા વગર રેહ નહી.

તેના ત્રણ દીકરાઓ મોટા છે, તે ઉમરેજ મોટા નથી પણ તેઓ બોલબોલ મોટા માણસ ઠરયાછે. રૂસ્તમની મોટાઇતો આપણે જાણીયે છીયે. સોહરાબ માન મરતબાની નોક ઉપર આજે પોંહચવાનો છે. પણ તે આજે બારિસ્ટર થાય તેની અગાઉ તે જાણીતો થઈ ચુકયો છે. તે સભાઓમાં અને મંડળીઓમાં પોતાના કીમતી ભાષણોથી અને તકરારોથી આગળ પડયોછે. ઈંગ્રેજી પત્રો તેના બખાણો વખાણ સાથ પ્રગટ કરેછે, અને યુનિવર્સિટીમાં તેણે અઘડા ઇનામના નિબંધો અને કવિતાઓ રચીને ઘણી વાખવાખી મેળવીછે. એ રીતે ત્યારે સોહરાબ બરિસ્ટર થવા અગાઉ એક મોટો માણસ થઈ ચુકયોછે અને બારિસ્ટર થવા પછી તે માંખ મારતો પડી નહી રેહશે, પણ ઘરાકો તેને ત્યાં ચાલ્યાં આવશે અને તે વખત જતાં એક ફતેહમંદ બારિસ્ટર નિવડશે એમ સર્વ જણ ઉમેદ રાખેછે.

નાનો બરજો પુણાની કાલેજમાંથી પસાર થયા પછી તેના માનિતા પ્રોફેસરે તેને એક સારા પગાર ઉપર એક ઉપવર્ગમાં ઉપરિક્ષક દાખલ નેમ્યોછે; પણ તેની વધારે આબરૂ તેણે મેળવેલાં ઇનામોમાં છે, અને તે વિષે એક જાહેર સભામાં મુંબઇના ગવરનરે પોતે ભાષણ કરતાં એક વિધારથી મી॰ બરજોરજી ગાંધીભાઈના વખાણ કીધાંછે તે તેણે યુનિવર્સિટીમાં પદવી લેતી વખત મેળવેલાં એજ વડા હાકમનાં વખાણો કરતાં પણ વધારે છે. એ રીતે અમારા કેહવામાં વાંચનાર, સહરાગત નહી વિચારશે કે ગુલી "ગરીબ" ત્રણ, "મોટા માણસોની મા" થઇછે.

ત્યારે, એ ભાગ્યશાલિ માતા પોતાના વચલા દીકરાને બારિસ્ટર દાખલ ભેટવાની ઉમેદમાં પોતાની બારીએ ઉપર કેહવા મુજબ પોતાના ભરતકામ ઉપર રોકાયલી હતી તેટલાં વીજલીના તાર આફીસનો સિપાઇ તેને પુછતો આવ્યાથી ઘેરમાં લગાર ગભરાટ થયો. એ ગભરાટ સઘળો માસીદાસીનો હતો. તે એમ સમજતી કે જ્યારે કોઈ અતલગનું મરી જાય ત્યારેજ તાર આવે —અને ગુલીને યાદ કરનારાં ઝાઝાં સગાં વ્હાલાં કોઇ નહી હતાં માટે જ્યારે એના ઉપર તાર આવ્યો ત્યારે તો કોઇ ઘણુંજ

અતલગ્યું મરણ પામવું જોઇયે. ગુલી એટલીબી ગભરાઈ નહી હતી, તોપણ અચબુચ તાર આવ્યાથી તેને અચંબો લાગ્યો ખરો અને લગાર ફિકરમંદ આતુરતાથી તેણે તાર ઉકેલ્યો. પણ તે ઉકેલતાં તે હસીને ખુષ થઈ ગઈ. એતો ખુશખબરીનો તાર હતો. એતો સોહરાબે કોટમાંથી તાર કાહાડયો હતો અને તે એટલોજ હતો કે—

"હું પસાર થયો."

સોહરાબને પોતાની ફતેહની ખબર પોતાની વ્હાલી માથી એક ઘડીબી અટકાવવા ગમી નહી. તે કોટમાંથી ત્રેનમાં દાદર આવે અને ઘેર પુગે તેટલાં જે વાર લાગે તે વાર બચાવીને ગુલીને એકદમ આ ખુશખબરી આપવા તેણે તાર કરવાની દુરઅંદેશી વાપરી હતી, કે જેથી તેની માની ઇનતેજારી નરમ પડે અને પોતે ધીરે રહીને મોડથી ઘેર જઈ શકે. સોહરાબ પોતાની માને બારિસટર દાખલ આવી ભેટવા ચાહતો હતો અને તેટલા માટે પોતે તૈયારી કરવા ગયો હતો અને તેથી તેને મોડું થવાનું હતું માટે તેણે આ તાર કરવાની વધારે જરૂર જોઈ.

ગુલીની ખુશાલીનો પાર રહ્યો નહી. તેણે એકદમ હર્ષમાં આ વધામણી લાવનાર સિપાઇને બે રૂપીયા કાહાડી આપ્યા, પોતાના ઉંબર ઉપર મુબારકબાદીની હમણાજ પુરી કરેલી તોરણ લટકાવી દીધી, અને પોતાનાં આંગણામાં પોતાનો સપૂત આવે તેને ફુલોથી વધાવી લેવાને પોતાના બાગમાંથીજ તાજાં ફુલો તોડી રાખ્યાં. પણ આ સઘળો હર્ષ ગુલીને એકલો પોતાની પાસે રાખી ભેળવા ગમ્યો નહી. તેને આ હર્ષમાં કોઈ ભાગિયો જોઇતો હતો. "માસી-દાસી" આ ખુશાલીમાં પુરતો ભાગ લેવા જેટલી ચાલાક નહી હતી. "બાલિસટર થયો?" તે બોલી. "ભલે થયોરે મરૂં!" એટલોજ તેણે ગુલીના હર્ષમાં ભાગ લીધો. "બાલિસટર" ને માસી-દાસીએ કોઈ જનમમાં જોયો નહી હતો અને "બાલિસટર" એટલે તે એક સાધારણ વકીલ કરતાં વધારે સમજતી નહી હતી.

પોતાના હર્ષમાં કોઈ બીજો ભાગિયો શોધવા ગુલી તુર્તજ પડોશમાં જીવીને ઘેર ગઈ—પોતાની હાલત ગમે એટલી સુધરવા છતાં ગુલીએ પોતાની આ અસલી ગરીબડી પડોશણને કદી વિસારી નહી હતી—અને ગુલીએ પોતાની સાદી ખુશાલીથી પોતાનો દીકરો બારિસટરની પરિક્ષામાં પસાર થવાની વધાઈ કહી.

"હુગરાના, દાદાર હોરમજ્દ! હુગરાના, પાક પરવરદેગાર!" જીવીએ શુકરગુજારી કીધી. "ગુલી, હવે તું તો નચિંત થઈ દીકરી. તારા માથા ઉપરનો હંતો બોજો હવે ઓછો થયો."

"સોહરાબના પાસ થવા વિષે મને શક તો હતોજ નહી" ગુલીએ ઉપકાર સાથ જવાબ દીધો. "તોપણ મને ઇતેજારી લાગ્યા કરતી હતી તે એટલાજ વાસતે કે આ પરિક્ષાઓ પાસ કરવી એ એકલી હોશ્યારીનુંજ કામ નથી. જો પરિક્ષામાં ફાવવા માટે હોશ્યારી અને મનશકિતજ બસ હોયતો હોશ્યાર માણસો કદી નાપાસ થાય નહી. પણ હોશ્યારમાં હોશ્યાર ઉમેદવારો પરિક્ષામાં ઘણીવાર નિરાફળ થાયછ અને લોથરી માણસો પાસ થઈ જાયછ તે ઉપરથી મને ઇનતેજાર રેહવાની ફરજ હતી. આ પરિક્ષાઓ શું છે? એક જાતની સોરતી છે, અને જે હારેછ તે જીતેલા કરતાં ઓછો ચાલાક જાણવો નહી."

"એ બધી ભાયગની વાત છે મારી માય, ભાયગની વાત." જીવીએ પોતાનું મત આપ્યું.

"માડી આપણે એક કજીયો ઉભો કરીયે ને હોરાબને લડવા આણીયે તો કેવું હારૂં!" રત્નીએ રમુજ કીધી.

રત્ની આ ખુશખબર સાંભળવાને પોતાનાં ઘેરમાંજ હતી. તે જેવી ને તેવીજ ખુબસુરત, જેવી ને તેવીજ શોકીન, સેંઠા પાટલી પાડવા અને બાલને માથાબાના તળેથી

દેખીતા રાખવા તે જેવી ને તેવીજ આતુર હતી. પણ તેના ઉપર વીતેલા પાછલા બનાવોની યાદ તે ભુલી નહી હતી અને તેનો ધડો તે શિખ્યા વગર રહી નહી હતી. તેણે આગલું ઉછાછલાપણું, નાદાનિયત, જાહેલિયત છોડી દીધું હતું. તે સમજુ, સાહુચેત અને વિચારવંત થઈ હતી, પોતાની માને વધારે માનીતી અને બાપને વધારે તાબેદાર થઈ હતી.

ગામના લોકો પણ આટલા અંતરમાં રત્નીની આગલી નિંદા ભુલી ગયાં હતાં. વખતના દોરે લોકમતને સુધારીને રત્નીને વધારે ઇનસાફ અપાવ્યો હતો. લોકો સમજ્યા હતા કે તેઓએ રત્ની વિષે નકામો કાગનો વાઘ કરી મેલ્યો હતો અને એ છોકરી એક નાદાંની સિવાએ બીજા કશા વાકની ગુનેહગાર નહી હતી. માટે લોકમત રત્નીની તરફેણમાં લગાર જોસભર ફર્યું હતું અને રત્ની આગળ પેઠે રંગીલી અને પુરા મિજાજની પાછી થઇ હતી.

"રત્ની, સાંજે મારો સોહરાબ ઘેર પધારે ત્યારે તું બી હાજર રેહશે? આપણ જરા મીઠું મોહડું કરીશું" ગુલીએ ઘેર પાછી ફરતાં અરજ કીધી અને રત્નીએ તે કબુલ રાખી.

"એ બાલિસ્ટર લોકો જભા પેહરતા દેખું એ શું ખરી વાત છે?" સોહરાબને ભેટવાની આતુરતાથી સઘળાં વાટ જોતાં હતાં તેટલાં માસી-દાસીએ વાત ચલાવી.

"હઉવે, હઉવે," રત્નીએ માસી-દાસીને બેહકાવનારા ટાહુકા પુર્યા. "માહી, તુંને ખબર નહી કે? બાલિહતરો 'લાંબા ઝભાવાળા' કેહવાય, ને તે એવા લાંબા કે ભાંયને લાગેલા, ને ચાલે તારે પછવાડેથી ઝાડુ કાહાડે."

"પણ તે શું બધો વખત લાંબા ઝભા પેહરી રાખે કે?" માસી-દાસીએ નવાઈથી પુછયું.

"હાજતો." રત્નીએ તેને વધારે બેહકાવી. "રાત ને દાહડો, ઉંઘમાંબી ને જાગતાંબી તે ઝભાજ પેહરી રાખે. બીજું કાંઇ પેહરાય નહી જો."

"ત્યારે સદરો કસતી?"

"તેબી કાઢી લાખવાનો. બહ ઝબોજ. નહીતો હરકાર હજા કરે. સોરાબ હવણા આવે ત્યારે જોજેની માહી."

રત્ની તો માત્ર મશ્કરીમાં બોલી. પણ સોહરાબ સાંજે ઘેર આવ્યો ત્યારે ખરેખર લાંબો ઝભો પેહરીનેજ આવ્યો. તેણે પોતાને માટે એક ખાસ બારિસટરનો ગવન ખરીદ કીધો અને તેથીજ તેને ઘેર આવતાં મોડું થયું.

ગુલીને પોતાને પોતાના દીકરાને આમ બારિસ્ટરના લાંબા ઝભામાં ભેટવાની વકી નહી હતી. સોહરાબે ખામખા તેને અચરતી સાથ ખુશી કરવા માટે આ ઝભો લીધો હતો. કદાવર સોહરાબ લાંબા ઝભામાં ઈચે ઈચ એક બારિસટર લાગતો હતો; અને માસી-દાસીએ તો ઝભો ઉચકીને જોવાનીબી હિમત કીની કે રખે તેણે સદરો કસતી કાહાડી નાખ્યો હોય.

ગુલીએ સોહરાબને ફુલે વધાવી લીધો, રત્નીએ અને માસી દાસીએ ઓવારણા લીધાં, રૂસ્તમ તથા ફકીરો જે ખામખા સોહરાબને ભેટવા કારખાનેથી વેહલા આવ્યા હતા તેઓએ તેને ચાંપીને કોટી કીધી. પણ એજ વખતે વળી તાર આફીસનો સિપાઈ એક બીજો તાર લઇને આવ્યો, તે સોહરાબને નામનો હતો અને તેણે તે ઝટપટ ઉકેલીને વાંચ્યો.

"ફતેહ! ફતેહ! હું ખુશી છું. તમારી આજની ખુશાલીમાં મારો ભાગ છે. આખાં ઘેરને મુબારકબાદી આપુંછું."

આ તાર "પ્રોફેસર બરજોર" પુણેથી મોકલ્યો અને ગુલી "ગરીબ" ની આજની ખુશાલી સંપૂરણ થઇ. એક દીકરો મોટાં કારખાનાનો માલેક થયો; બીજો બારિસ્ટર થયો; અને ત્રીજો પ્રોફેસર થયો.

---

## આઈમાય કે "હુમાયજી!"

હોરમજશાહ શેઠનો વાલકેશ્વરનો "હોરમજબાગ" એક ઘણું પુરાનુમાં મકાન હતું. તેનો દરિયાઈ દેખાવ, તેની તાજી હવા, તેનો લીલોતરી ભરેલો બાગ, તેમાં રમતાં હરણ અને મોર, જે પશુઓનો જાંહગીર લંગડાને ખાસ શોખ હતો, તેઓ વચે આ મકાનની મઝા નેહારીજ હતી. પણ જાંહગીર લંગડાને તે સઘળું કાંઈ ગમતું નહી હતું. તે પોતાના વાંદરાના બંગલામાં જેટલો સુખી અને ખુશી હતો તેટલો અંહી નહી હતો.

"આ 'હોરમજબાગ' તમે મારે વાસતે ખરીદ કીધોછ અને શણગાર્યોછ" એક દાહડે આ લાડકો લંગડો પોતાના પગમાંનું દર્દ ઉભરી નિકલવાના બબાપામાં પોતાના બાપ આગળ બડબડવા લાગ્યો.

"તારે વાસતે? કાં? એતો મારે વાસતે અને તારી માયને વાસતે મેં લીધોછ."

"એતો ખરૂં, પણ તમારી પાછળ તે મને મળે એમ તમારી મતલબ કે?" જાંહગીરે બડબડવાનું ચાલું રાખ્યું "પણ બાવા, તમે જાણોછ હું શું કરીશ તે? જ્યારે વખત આવશે કેની ત્યારે હું એ પાણીને મુલે વેચી નાખીશ. બાવા નહી, માય નહી, એમ જ્યારે બનશે ને હું એકલો ધણી થઈશ, ત્યારે અંહી એક મોર યા એક હરણી સિવાએ બીજા કોઇ પણ સોબતી વગર હું ઝુરયા કરૂં તેના કરતાં તો હું—"

"પણ તું એકલો પોતાનોજ વિચાર કરશે કે?" હોરમજશાહ શેઠે પુરા ટકોરમાં યાદ આપી. "તારી સાથ તારી બેહન આઇમાય છે તેને કેમ ભુલી જાયછ?

"આઇમાય તેટલા વખતમાં તો ઘેર કરી જશે ને મને અંહી એકલો ઝુરી મરવાનું."

"બીહના, ભાઈ, હું તુને એકલો નથી મુકવાની." આઇમાયે જરા ભાઇને ખુશી રાખ્યો.

"હમણા તો નથીજ મુકવાનીતો, પણ બાપ માય પછીની વાત છે." જાંહગીરે જવાબ દીધો. "હમણા તો તું પરણવા ના પાડેછ, તે હું જાણુંછ. હુંતો ગામના લોકોને સાફ કેહતો ફરૂંછ કે મારી આઇતો કોઈ સાથ નથી પરણવાની. એતો દુખિયારી બચુંની નણંદ હમાયજીની પેરે ભાઇના ઘેરમાં કારભારી દાખલ રેહવાની ને બજાગ્હાન અને ખર્ચખુંટણ ચલાવવાની. મારાં મોજાંને ટેભા ભરવાની, મારી રાંધણીમાં પુડીંગ ભુંજાવવાની, મારા બાગમા તરકારી ઉગાડવાની ને મારા ઘોડાની ચાકરી કરાવવાની. હુંતો ગામના લોકોને એજ જવાબ દઉછ."

"હશે! હશે!" આઇમાય હસી. "ગામના લોકો તારા જેવા પરવારતાં હશે કે બધાં તારી આગળ મારીજ વાત લાવવા બેસી રહ્યાંછ?"

"નહી કે? નહી કે?" જાંહગીરને ખોટો પડવા ગમતું નહી હતું. તેણે તાબડતોબ પોતાની બેહનને તાણો માર્યો. "પેસુભાઈ બાટલીવાલાએ તારે માટે માગું મોકલ્યું તે સરસ ઠેકાણું ના પાડી તું મોટે ઘેરની વહુ થવાનું ચુકી ત્યારે ગામના લોકો તુને થોડું બોલ્યાં હતાં કે શું? કેટલાં સારાં ઠેકાણાં તે પાછાં ફેરવ્યાં?"

"બાવા જાંહગીરને એ શું બકબકારો કરાવવા દેવોછ?" હવે આઈમાયે પોતાના બાપની મદદ માગી.

"આઈ, જાંહગીર ખોટો બકબકારો કરતો નથી" ખરશેદબાઈ બોલ્યાં અને આ વખતે તેવણ જાંહગીરની તરફથી બોલ્યાં. ખરશેદબાઇને સઘળી માતાઓની

શેઠ પોતાની દીકરીને પરણાવવાની ઘણીજ હોંશ હતી અને આઇએ ઘણાં સારાં સારાં ઠેકાણાં ના પાડયાં માટે તેવણુને ખરાં દિલથી નાઉમેદી લાગતી હતી. "પેસુભાઈ બાટલીવાળાના જેવું શરસ માગું, આઇ, તારે વાસતે ફરીથી આવવાનું નથી. ધન ભાયગ, કે જેને એવો બુનિયાદી વર ને એવાં ભલાં સાસરાંવાસરાં મળે."

"આઇ, તુંને પેસતનશાહ સામે વાંધો શો હતો?" હવે તો હોરમજ્જશાહ શેઠબી દીકરી સાથ લગાર તકરારમાં ઉતર્યાં.

"વળી વાંધો શું હોય બાવા? મને એ ગમતો નથી."

"એને ગમતો નથી." જાંહગીરે બીચ પાડી. "વળો બૈરી જે પરણવા નિકલે તે એમબી કેહતી હશે."

"બસ એટલુંજ?" શેઠ લગાર તાજુબી બતાવી. "ગમવાનું ગમે તો નહી ગમતુંબી ગમે. પેસુભાઈ સામે એ કાંઇ વાંધો નહી કેહવાય, દીકરી."

"પણ બધું થઇ ચુકયું ને વાત વીસરાઇ ગઇ ત્યારે આજે વળી એ વાત કયાં કાહાડી બેઠા?" હવે આઈમાય કંટાલી ગઇ. "જાંહગીરે મને બામબ્બા બીજવવા સારૂં આજે એ વાત છેડી."

"ગળે પડ, હવે મને ગળે પડ." જાંહગીર ઉભડયો.

"આઇમાય, તેં ના કહ્યું તો અમે નાથી રહ્યાં ને તારી ખુશી રાખી" હોરમજશાહે સમજણ પાડી. "વાસતે હવે વાત કરવાને અડચણ શું!"

"પણ હું એમ પુછું કે એમ કયાંસુધી ચાલ્યા કરશે?" હવે વળી ખરશેદબાઇએ જાણવાની હુજત કીધી.

"શું ચાલ્યા કરશે માયજી? વાત કરવાનું?" આઈમાયે અજાણી થઇને પુછયું. "તમે એ વાત ના ચલાવોની એટલે પછી એમને એમ નહી ચાલ્યા કરશે."

"હું વાત વિષે નથી પુછતી, હું પુછુંછ કે ભલા ભલા ધણીઓ તારી ખાતરમાં ઉતરતા નથી, તેમ કયાં સુધી ચાલ્યા કરશે?"

પોતાના માબાપની આ ધોહસથી આઇમાય કંટાલી અને બીજવારમાં પડી. "આજે એ લોકો મને કેમ લઇ બેઠાંછ?" તે વિચારમાં પડી. પણ તેને વિચારવાનો વખત નહી હતો. માબાપને જવાબ તો દેવોજ જોઇયે.

"એમ હમેસ ચાલ્યા કરશે કે આઈ? અમે તુને સારાં સારાં ઠેકાણું બતાવીયે ને તે તુંને ગમ્યા કરેજ નહી એટલે થયું." ખરશેદબાઇએ ઠપકો આપ્યો.

"તે ૨૬ કીધેલાં ઠેકાણાં પેસુભાઈ બાટલીવાળા સુધાં ત્રણ થયાં દીકરી." બાપે ઉમેર્યું.

"ત્રણ નહી. પેલા નાન્જાશેઠ વીકાજીને ગણીયે તો ચાર." જાંહગીરે બેહનને બીજવવા વધાર્યું.

"વર કેવો જોઇયે તે વિષે તારા વિચાર તો કાંઈ અજબ જેવા હોવા જોઇયે આઈ."

"ને એ વરને પસંદ કરે તેટલાં બુઢી બખતો થવા આવી" વળી જાંહગીરે ટાહુકો પુર્યો.

"જોવો, બાવાજી, જાંગલો મને નકામો નકામો બીજવેછ" હવે આઇમાયને માત્ર જાંહગીરની ફરિયાદ કરવામાંજ પોતાનો બચાવ જણાયો.

"હું ખોટું નથી બોલતો" જાંહગીરે બચાવ કીધો "ચોવીસ વર્ષની બૈરી થઈ તોબી તું પરણવા ના પાડેછ."

"ચોવીસને બદલે ચાલીસ વર્ષની થાવું તોબી હું એ પેસુભાઈ બાટલીવાળાને નથી પરણવાની." આઈમાયે હુજત ભરેલો જવાબ દીધો. "મને પરણાવવાનો મારી ઉપર તમારો કોઇનો જોરાબરો નથી."

"જોરાબરોતો નથીજ, આઈ," હવે જાંહગીરે તેને પટાવી "પણ એથીતો તું મારા બોલવાને ટેકો આપેછ કે તેં એક

આરી બેહન દાખલ સદાકાળ મારી ચાકરી કરવા સારૂં તારાં પોતાના સુખનો ભોગ આપ્યોછ. ત્યારે શું મેં કહ્યું તે ખરૂં નથી કે તું મારાં ઘેરની 'હમાયજી' થશે!"

આઈમાયને આ કશી વાત ગમી નહી અને તે સટી ગઈ. થોડીવારમાં એક આયા કાંઈ અગત્યનાં કામસર આવી તેની સાથ ખરશેદબાઈ પણ ચાલી ગયાં, અને હવે થોડીવારમાં હોરમજશાહ શેઠ પણ ગાડી જોડાવીને બાહાર જવા તૈયાર થયા.

"બાવાજી તમે કારખાને જાવોછ કે?" જાંહગીરે પુછ્યું "ત્યારે તો રૂસ્તમને મોકલજો બાવા. ઘણા દાહડા થયા હું તેને મળ્યો નથી."

"હું કહી શકતો નથી જાંગલા, હમણા વેપારની મોસમ છે અને રૂસ્તમને જો કામ ઘણું હશે તો આવી નહી શકશે."

"એ કારખાનું બળી નહી જતું?" જાંહગીર એટલામાંજ ખીજવાઈ ગયો. "જ્યારેબી રૂસ્તમને બોલાવું ત્યારે કેહ કે જે કારખાનામાં કામ છે."

"એટલું ભલું છે કે રૂસ્તમ તારા સરખા વિચારનો નથી." શેઠે દીકરાને ઠપકો આપ્યો.

"પણ જુલમ છે? કારખાનું જરા ફકીરાને સોંપીને એનાથી અવાય નહી? એજ મોટો માલેક થઈ નિકળ્યોછ? તમેબી માલેક હતા કેની? ત્યારે શું તમે કારખાનું ધરીને બેસી રહાતા? તમે બાહાર જતા નહી હતા?"

"મારી વાત જુદી હતી." જ્યારે બચ્ચાંની કસુર હોય ત્યારે તકરારથી તેમની ખાતરી કરવાનો જે થોડાંક માબાપનો ધારો હોયછે તેમાંના એક હોરમજશાહ શેઠ હતા, અને હવે તેવણે પોતાના દીકરાની ખાતરી કીધી "હુંતો મારા ધંધાનો એકલો ધણી હતો. હું ચાહુંતો બારે માસ ગેરહાજર રહું અને અગર ધંધાની હાણી થાયતો તેબી એકલો હુંજ ભોગવું. ધંધો ચાલે કે ભાગી પડે તેમાં હું કોઈનો જવાબદાર નહી હતો. પણ રૂસ્તમ કારખાનાનો નવો માલેક છે એટલુંજ નહી પણ મારો ભાગિયો છે અને જો કારખાનું બરાબર નહી ચલાવે તો હું પુછી શકું વાસ્તે હું અને એ વચે ઘણો ફેર છે."

એટલી વારમાં બાપ દીકરા સાથે વાત કરતા ઓટલા તરફ આવ્યા.

અંહી આઈમાય સંગેમરમર જડેલા સુંદર ઓટલાના સંગેમરમરના થામલાઓને અઢેલીને ઉભી હતી અને એક હાથમાં ઓટલાના સુંદર કટેરાની નકસી ઉપર પોતાનું માથું ટેકીને રડતી હતી.

બાપ ગાડીમાં બેસીને બાહાર જાયછે એવું જોઇ તે અંદર જતી રેહવા કરતી હતી, "પણ કેમ આઇ રડેછ?" એમ જાંહગીરે તેના ઉપર બાપનું ધ્યાન ખેંચવાથી તે થામલા પાછળ મોહડું છુપાવીને પાછી ઉભી રહી ગઈ.

જાંહગીરને તો આઇમાયે જવાબ નહી આપ્યો, પણ જ્યારે તેનાં આંસુ પાડવાનું કારણ શેઠે પુછ્યું ત્યારે તેને જવાબ દેવાની ફરજ પડી.

"પેસતનશાહ બાટેલીવાળા સાથ પરણવાને મેં ના પાડી તેથી તમે ને માયજી મારી ઉપર ગુસે થયાંછ" આઈમાય ડસકાં ખાતી ખાતી બોલી.

"કોણ કેહછ કે હું ગુસે થયો, દીકરી આઈ?"

"આજની તમારી વાતપરથી મેં એમ ધાર્યું બાવાજી" આઇએ જરા ધીરજનો દમ લઈને જવાબ દીધો. "તમે નહી તો માયજી મારી ઉપર ખફાતો છેજ. તેથી મને દુઃખ લાગેછ, કાંકે જાણે તેવણ મને ઘેરમાથી કાહડવાજ બેઠાં હોય એમ લાગેછ."

"વાહલી બેટી, તું અમારાં ઘેરમાં રેહ તેમાં અમારૂંતો ઓર સુખ છે. જો અમારૂંજ સુખ અમે ચાહતાં હોયતો અમે તુંને કદીબી જવા નહી દઈયે. તારી માય જે ચાહેછ તે તારાં પોતાનાં સુખને વાસતે

આહેછ. તુંને આંહીથી મોકલશું તે સુખી કરવા વાસ્તેજ મોકલીશું અને જ્યારે સુખી થવાની હશે ત્યારેજ તું આંહીથી જશે."

"મને આંહીથી જવા નથી ગમતું. મને બધા દાહડા આંહીજ રેહવા ગમેછ. પેસ્તનશાહ બાટલીવાલો મને ગમતો નહી ત્યારે મારો શો વાંક?"

"પણ તુંને નહી ગમતો તો તારી ઉપર તેને ગમવાનો જુલમ કોણ પાડેછ?" શેઠે આઇને ઘણી ધીરજ આપી. "હું તુંને અણગમતો વર લેવાની કદી રજા આપવાનો નથી, પછી તે પાદશાહનો દીકરો કાં નહી હોય?"

"પણ માયજી તેમ સમજતાં નથી તે?" આઇએ ગુચવાડો બતાવ્યો.

"તારી માય પોતાની મેળે સમજશે." શેઠે ધીરજ આપી. "પેસતનશાહનું માંગું રદ કરવા માટે તારાં માય નાઉમેદ થયાંછ, પણ તેની એ નાઉમેદી થોડા વખતમાં નરમ પડી જશે. તારાં માય નાઉમેદ એટલાજ વાસ્તે થયાં કે તેવણની મરજી તુંને એક શેઠિયાંની વહુ બનાવવા, તુંને મોટાં સાસરાં વાસરાં અપાવવા અને પૈસાવાળાની વેહવાણ થવાની હતી."

"પણ બાવા, માયજી મને ઘેરમાંથી કાહાડવા માગે ત્યારે તમે મને કાહાડવા નહી દેશો?" આઇમાય કબૂલાત માંગવા લાગી. "તમે મને ઘેરમાંજ રાખશો? હંમેશ રાખશો?"

"હમેશની કબૂલાત કેમ આપી શકાય, દીકરી? તું આજે હંમેશ રેહવા માગેછ, પણ એક દાહાડો એવો આવશે કે જ્યારે પેસ્તનશાહ બાટલીવાળાનાં કરતાં કોઈ વધારે સરસ વર તુંને ગમશે અને તું પોતેજ અમોને છોડી જવા માગશે."

"કદી નહી, બાવા" આઈમાય જરૂર કરતાં વધારે જુસાથી બોલી. "જો તમોને કોઈબી મારે કારજ પુછવા આવે તો હું તમોને સત્તા આપુંછ કે તમે ચોખી ના કેહજો અને મારી આગળ તેની વાત લાવતાબી ના."

"કોઈ નહી?" તેના બાપે હસીને ફરીથી પુછ્યું.

"કોઈ નહી. પછી તે ગમે એવો મોટો કાં નહી હોય?" આઇમાયે હુજતથી જવાબ દીધો.

હોરમજશાહ શેઠ હસીને પોતાની દીકરીને ચુમી લઈ ગાડીમાં બેઠા અને જાંહગીર પોતાની બેહનને અડધી રમાડતો, અડધી ખીજવતો તેની સાથ રમતો ઉભો.

---

## પ્રકરણ ૧૯૧ મું.

## "કાંઈ ગપસપ!"—"શેઠબાવા"ના બુરા હાલ.

હોરમજશાહ તે દાહડે છેક બપોર પછી કારખાને પોહોંચ્યા. બે ચાર ઠેકાણે કામ હતું તે કરીને તેવણ ગયા ત્યારે ફકીરો માંજો છુટાં પાડવાના ઓરડામાં હતો, રૂસ્તમ શેઠવાળા ઓરડામાં ટેબલ ઉપર હતો—તેજ ટેબલ કે જે એક વખતે હોરમજશાહની હતી, જેમાંથી પેલો ચેક ચોરાયો હતો અને જે ટેબલ લુછવાનું એક વખત રૂસ્તમનું કામ હતું.

હોરમજશાહ શેઠનાં કરતાં રૂસ્તમ કારખાનામાં વધારે કામ ઉપર ધ્યાન આપતો હતો. તે ઘરાકી તપાસતો, ઘરાકો વધારતો, દેશાવરોના આડતિયા સાથ સંદેશા ચલાવતો, માલની મોકલચાકલ કરતો, સઘળી નોંધ કરતો અને સઘળા હિસાબ રાખતો હતો. એ સઘળું કામ હોરમજશાહ શેઠ પેહલાં કરતા હતા, પણ તે ઉપરાંત રૂસ્તમ જે કારખાનાની મેનીજ ક-

રતો તે પણ રૂસ્તમે જારી રાખી હતી અને એ રીતે શેઠ કરતાં રૂસ્તમને ડબલ કામ હતું. હોરમજશાહને હજી રૂસ્તમ "શેઠ" જ કેહતો હતો.

શેઠના આવ્યાથી રૂસ્તમ ઉઠયો તથા તેવણુ સાથ શેકહેંડ કરી તેવણુને માટે એક ખુરશી તાણી ટેબલ આગળ લાવ્યો. શેઠે પેહલાં તો કેટલાંક કાગળ પત્રો વાંચ્યાં; કેટલાંક ઘરાકોના હિસાબમાં કાંઈ જોવાનું હતું તે જોયું; રૂસ્તમને કેટલાક સવાલો વધારે વિગત જાણવા સારૂં પુછયા; રૂસ્તમે ચોકસ માલ વિષે મસલત કીધી અને શેઠે સલાહ આપી; એટલે પછી તેવણુનું આજનું કામ પુરૂં થયું, અને તેવણુ રૂસ્તમ સાથ ગામની ગપસપની વાતે વળગ્યા.

પેહલી તો એક ભયંકાર અને દુઃખ ભરેલી વાત ભીખુભાઈના મોતની અફવા વિષે ચાલી. ભીખુભાઈ ધંધાને બાહાને કરાંચી ગયો અને ત્યાંથી પણ જલદીથી ચાકરી છોડીને લાહોર ગયો હતો, એટલું તેને માટે આપણ જાણુતા હતા. પણ કેયેબી તેણે એક મન રાખીને કામ ધંધો ચલાવ્યો નહી હતો. ચાકરી કરવા સિવાય બીજું કશું તેને આવડતું નહી હતું, પણ ચાકરી ઉપર તેનું ધ્યાન નહી હતું. કોઇબી ઠેકાણે તે ઠરીને રહ્યો નહી હતો.

પણ વળી તેની ચાલચલણુબી ખરાબની ખરાબ રહી હતી. તે એક બે ઠેકાણે પોતાના ધણીની ચોરી અને તેનો બિગાડ કરવાથી ફસ્યો હતો. તેની બદફેલિત વિષે અવાર નવાર વાતો સંભળાતી હતી. પણ વધારે ખરાબ એ હતું કે તે જુગારના લખમાં પડયો હતો. તેનો બીલિયર્ડનો શોખતો, તે મુંબઈમાં હતો ત્યારનોજ આપણુ જાણુીયે છીયે. મુફસીલમાં તે કેટલાક હલકા ઢોળિયા ઇંગ્રેજો સાથ જુગારમાં ઘણું ઝોકાવી પડયો. તે કોઈવાર કમાયો તેમ ઘણી વાર તેણે ખોહ્યું.

આસ્તે આસ્તે તે રખડતો થયો અને પાયમાલીમાં ઘણી માઠી અવસ્થાએ પોંહોંચ્યો. કોઈવાર કોઈ દેશાવરથી આવનાર તેની વાત લાવતું તો આપણુ અચરત થઈયે એવા તેના વાખા, ભુખમરા અને બાજી હાલહવાલીની વાતો સંભળાતી હતી. તે હોસ્યાર હતો, ચપલ અને ચાલાક જેહનનો હતો. તે બચીત સારે માર્ગે લાગ્યો હોત તો દીપી નીકલત. જો તેને તેનાં માબાપે સારી રીતથી ઉધાર્યો હોતતો આજે તે સુખી થાત અને માબાપની નામોશીને બદલે આબરૂ ને શોભા લગાડત. અફસોસ! કે તેમ નહી બન્યું.

"તેં કેમ જાણ્યું, રૂસ્તમ, કે ભીખુભાઈ ગુજર્યો?" શેઠે પુછયું.

"મને તો પેસતનશાહ ચીનાઈએ કહ્યું." રૂસ્તમે જવાબ દીધો. "અંહી આવતાં આજે મને તે રસ્તામાં મળ્યો; તેણે મને કહ્યું."

આટલી વાત કરતાંમાં તો પેસતનશાહ ચીનાઈ પોતેજ આવી લાગ્યા. વાંચનાર જાણેછે કે તે મરનાર અદુભાઈનો કેવો દોસ્ત હતો, તેના ઉપર મેહરબાઈએ કેટલી ઉમેદો બાંધેલી હતી, તેને માટે "શેઠબાવા"ના માહીમ કાસ્ટલમાં કેવી ધામધૂમ થતી હતી. અદુભાઈના ભયંકાર મોત પછી તેણે ત્યાં જવાનું છોડી દીધું હતું. તે અદુભાઈ સાથ ભાગમાં કેટલોક સટો કરતો હતો તે તો આપણુ જાણીયે છીયે પણ તેમાં ઘણા પૈસા અદુભાઈના હતા, કાંકે પેસતનશાહ ચીનાઈની આંટ અને આબરૂ માત્ર નામની હતી. તેનો ભપકો ઘણો હતો પણ તેનું કરજ મોટું હતું—અને તેવણુના ગાડી ઘોડા, તેવણુનો સુંદર બંગલો અને તેમાંની ભપકાદાર લાઇટ, તેવણુની હીરાની વીંટીઓ અને સોનાના ઘડિયાલો, ખરૂં કહીયેતો ઉછીકા પૈસાના હતાં. તે માગનારાઓની મીલકત હતી.

અદુભાઇના ખુન પછી પેસતનશાહ ઉપરબી ઘણું વીત્યું. તેવણુના માગનારાઓ ઉલટયા, તેવણુની કેટલીક મીલકતો ઉપર

ટાંચ આવી, તેવણના ગાડી ઘોડા ગયા, પણ તેવણનો કાકો સધર હતો તેણે પેસતનશાહને લા લેવડાવી અને પછી તેને માગનારાઓને રડાવનારાં આ નાહાનથી ચોઓ કરી પોતાના ઘેરમાં તથા પોતાના ધંધામાં લઇ તેને સુધાર્‍યો. પેસતનશાહ બેશક સુધર્‍યો ખરો—તે કાંઈ નહીતો સુધરેલો દેખાયો—અને સટાપટામાં તેણે હાથ મારવાને બદલે તેના કાકાએ તેને વધારે સંગીન ધંધામાં નાખ્યો. તે "મેસયર્સ હોરમજશાહ અને રૂસ્તમજી" નાં ફુટકલિયા ઘરાકોમાંનો એક હતો. તે શેઠને ત્યાંથી થોડો થોડો માલ લઈ જતો અને વેચી કમાતો. કોઈવાર ઘણો માલ વેચાવીને દલાલીથી કમાતો હતો. માટે તે અવારનવાર કારખાનામાં આવતો હતો, તેમજ આજે પણ આવ્યો.

"પેસતનશાહ, ભીખુભાઈના મોતની આ ગપ શું ખરી છે?" શેઠ તેના આવતાંનીવાર પુછ્યું.

"હું ચોકસ નથી જાણતો, સાહેબ." પેસતનશાહે ખોલાસો કીધો. "લોકો કેહછ કે વાત ખરી છે, પણ ઘણીવાર ખોટી વાતોને લોકો ખરી દાખલ ચલાવેછ."

"પણ તે શાથી ગુજર્‍યો તે કેહતાં હશેની?"

"કેહછ કે તાવ આવ્યો."

"ક્યાં? છેલો એ ક્યાં હતો?"

"જાહાનસીમાં. તે રેલવેની નવી બંધાતી લાઇન ઉપર હતો. ત્યાંથી, કેહછ કે, એણે શખત તડકો ખાધો તેથી લુ લાગી અને તેમાંથી તાવ લાગુ પડયો."

"અફસોસ! કોણનો દીકરો અને ક્યાં જઈ લાગ્યો." આમ બોલતાં હોરમજશાહ શેઠે તેનું જાહાનસીમાં મરણ માનીને કહ્યું નહી પણ ધંધાની ખાતર તે રખડતો ત્યાં જઈ લાગ્યો તેની અફસોસની વાત હતી.

"ખરેખર. શું બિચારા શેઠબાવાનો અવદ દાહડો બેઠોછ!" પેસતનશાહ આ અફસોસમાં સામેલ થયો. "શું એમની એક વખતની દોડધામ અને મેલમેલ? પણ એ બચારાઓનો ભુરો વખત ઘણો જલદી આવી લાગ્યો. કોઈબી કુટુંબ એટલું જલદી પડી ભાગેલું મેં જાણ્યું નથી."

"સુરજ ઉગેછ તે પાછો સદા આથમેછ." રૂસ્તમે દાનાઈ બતાવી. "સહુની ચહડતી પડતી ચાલુજ છે."

"બિચારાનો બરગસ્તે વખત આવ્યો ત્યારે વળી દીકરાઓબી મરવા લાગ્યા. પેહલાં અદુ મુવો, પછી ભીખુ મુવો અને હવે મને લાગેછ કે વીકોબી જલદી મરશે."

"કેમ? કેમ વારૂ?"

"તે છેક હાલહવાલ થઈ ગયોછ. પરમ દાહડે છાકટો ધુન થઇને વીક્ટોરિયા ગાર્ડનના દરવાજાની બાહાર રસતા ઉપર બેશુધ પડેલો તેને પોલીસ ઉંચકીને ગાડીમાં નાખી ચોકીમાં લઈ ગયા. આખી રાત તે ચોકીમાંજ પડી રહ્યો પણ બીજે દાહડે હોસ્વારીમાં આવ્યો ત્યારે પોલીસ તેને માજીસ્ટ્રેટ આગળ ઉભી કરવાની હતી, પણ તેટલામાં કરીમખાન ડીટેકટિવ આવી લાગ્યો, તેણે તેને ઓળખ્યો અને તેના બાપની આબરૂની ખાતર તેને ખુબ દમ ભરાવીને જવા દીધો. એના અવતાર કેવા થઇ ગયાછ! શેઠ તમે એને હમણાં દીઠોછ કે?"

"નહી. આજ બેથી વધારે વર્ષ થયાં એ મારી ચાકરી મુકી ગયો ત્યારથી મેં એને જોયો નથી."

"એ જલદી મરી જશે." પેસતનશાહે વધાર્‍યું. "પણ હું ધારૂંછ કે હવે શેઠબાવાબી કાંઇ જાજા દાહડા કાહાડે નહી."

"કેમ વારૂ? કાંઈ આજારીબાજારી છે કે?"

"નહી. પણ કાંઇ રોગ અંદરથી કરડીને કોતરી ખાતો હોય તેમ મનચેરજીશેઠનું કદાવર અંગ પીલાતું જાયછ અને બખી ખાધેલા જેવા કરેછ. ગાડી ઘોડાતો કાહાડી નાખ્યા અને મારગેજીએ માહીમ

કાસ્ટલ વેચવા કાહાડેલો સંભળાયછ, માટે બિચારો મેહમમાં પોતાને માટે કાંઈ નાની જગ્યા શોધેછ."

"એઓએ ઘણા મોટા ખર્ચોથી પોતાની ખુહારી કીધીછ" શેઠે શાક્ષી પુરી. "આજ વર્ષ એકની વાત ઉપર મનચેરજી મારી પાસે આવી ગયા ત્યારે મેં એજ સલાહ આપી કે તમે પેહલાં ખર્ચ ઘટાડો. હવે એ અકલ તેમને ઘણી મોડી સુજ પડીછ."

## પ્રકરણ ૧૯૨ મું.

## ગપસપનું એક રમુજી બચ્ચું.

"પણ શેઠ કાંઈ બીજી ગપ સાંભળીછ કે! તે ગપ ઘણી સારી છે. ખુશાખબરી છે. તેતો રૂસ્તમજી શેઠ, તમારે વાસ્તે છે?"

પેસ્તનશાહ ચીનાઈ લગભગ જવા ઉઠેલા આ ગપસપ યાદ આવ્યાથી તે પુછવાને ઉભા રહ્યા. રૂસ્તમ જેણે અત્યાર સુધી વાતમાં જરાએ ભાગ લીધો નહી હતો તે આનો કાંઇ પોતાની વાત છે એમ સાંભળીને કામ હાથમાંથી મુકીને વાત સાંભળવા ઉભો.

"શી વાત છે, ચીનાઇ સાહેબ?" શેઠેજ પુછયું.

"છેતો ગપ, પણ માનવા સરખી છે." ચીનાઈ સાહેબે વાત ચલાવી. "કેહછ કે કુંવરજી કાપડિયાની દીકરી ગુલબાનું સાથ આપણા રૂસ્તમજીનું કારજ થયુંછ ને હવે જલદી લગન થનાર છે."

"કોણે કહ્યું?" રૂસ્તમ હસીને બોલ્યો "પરવારતાં લોકોના મોહમાં વળી હું કયાંથી આવ્યો?"

"તેમ બોલવાનું તેઓ પાસ કારણ છે અરે." પેસ્તનશાહે ખોલાસો કીધો. "પરમ દાહડે, ભાઈ રૂસ્તમજી, તમે 'નિદાખાના'નો ખેલ જોવા ગયા હતા?"

"હા. હું ગયોતો."

"કોણ સાથે? તમારી સાથ કુંવરજીની ગુલાં હતી કેની?"

"હા. પણ તેમતો તેની મા અને બીજી બેહનો અને વળી કુંવરજી પોતે પણ અમારી સાથે હતા."

"વળી ત્યાં કેમ લાગુ પડી ગયો, રૂસ્તમ?" શેઠે લગાર નવાઈ બતાવીને પુછયું.

"અરે નહીરે સાહેબ. કાંઈજ નહી." રૂસ્તમ જાણે કાંઈ વાંકમાં આવી પડયો હોય તેમ ગભરાટથી ખોલાસો કરવા પડયો. "અમારી દાદર સભામાં કુવરજી સાથ ઓળખાણ થઇ. તેવણ રોજ મને પોતાને ઘેર તેડયા કરતા હતા. માટે કાલે રાતના હું મારે ઘેર જમીને ચંદની હોવાથી ફરતો ફરતો એવણના ઘેર તરફ ભાંયખલે જઈ લાગ્યો. તેવણ દરવાજા ઉપરજ મળ્યા અને પોતાની ફેમલી સાથ નાટકમાં જતા હતા, માટે મને સાથે લઇ જવા માગ્યો અને હું ગયો."

"અને કેહ કેજે બધો વખત નાટકમાં તમે ગુલાંની પાસે બેસીને તેના કાનમાં ગુસગુસ વાતો કર્યા કીધી?"

"મને બેસાડયો ત્યાં હું બેઠો! હું ના કહું? ને વાત કીધી તેતો નાટકની વાત હું તેને સમજાવતો હતો. હું ઘણીવાર બેઠો નહી. ઉજાગરો અટકાવવા સારૂં હું નાટક અધુરો મુકીને ઉઠી આવ્યો અને ૧૧ વાગતાની ત્રેનમાં ઘેર આવ્યો."

"ત્યારે વાતમાં કાંઇ છે અરે" પેસ્તનશાહ ચીનાઈ જતાં જતાં મત આપી ગયા.

"નિંદાખાનાના નાટકમાં તમોને લોકોએ ગુલાંની સાથે બેઠેલા જોયા, કુંવરજી કાપડિયો પોતાની દીકરીને પરણાવવાને ઘણી મેહનત કરેછ તે લોકો જાણેછ, માટે તેઓએ વાત ગોઠવી દીધી કે તમે તેને ત્યાં અદરાયા."

"જો તેમ હોય તો લોકોએ 'નિંદાખાના'માં આપેલી શિખામણને ત્યાંને ત્યાંજ વિસારી દીધી." રૂસ્તમ હસ્યો. "નિંદાખાનાનાં નાટકથી નિંદા વિષે હજી લોકોને પુરતી ચાનક મળી નથી."

પેસતનશાહ ચીનાઇના જવા પછી હોરમજશાહશેઠ રૂસ્તમ આગળથી ઉઠયા નહી પણ તેની સાથ એજ વાત ચલાવતા રહ્યા.

"રૂસ્તમ, એ કાપડિયાની ગુલાં વિષે મારા જાંહગીરને એક દાહડે તારી મજાખ કરતાં મેં સાંભળ્યોતો." તેવણે ખુશ મીજાજથી યાદ આપી. "તું શું ફેનમાં કરેછ તેની આપણને તો ખબર નહી! ભાઇતો કેથા કુંવરજી કાપડિયાની દીકરીપર નજર દોડાવતા દેખું!"

"નહી સાહેબ, મારાં મનમાં એવો કશો ખ્યાલ નથી" રૂસ્તમ લજવાઇને બોલ્યો. "હું કાલે પેહલવેહલોજ તેને ત્યાં ગયો અને તેબી મેં કહ્યું તેમ અકસ્માતે ફરતો ફરતો."

"પણ તેમાં એટલો બધો ગભરાયછ ને શરમાયછ કાંય?" શેઠ રૂસ્તમને હિમત આપી. "કુવરજીની દીકરીને ચાહવા સારૂં હું કાંઇ તુને ઠપકો આપતો નથી. એવી ઉમેદવારીમાં કાંઇ પાપ નથી."

રૂસ્તમે જવાબ દીધો નહી, તે ઉપરથી શેઠ વધારે આગળ ચાલ્યા.

"કાપડિયાની ગુલ સારી છોકરી છે, રૂસ્તમ. ખુબસુરત છે, શિખેલી છે ને વળી ગુલને એની માસીએ કરી લીધેલી તેના પચાસ હજાર રૂપીયા એ છોકરીને મળેલાછે. તું પરણશે?"

"સાહેબ, હું અજાબ થાઉછ કે તમે મારી સાથે એવી વાત કરોછ."

"એમાં અચરતી શી છે? કોઇ જેવો હોયતો જરાબી શરમાયા વગર આવું સુંદર ઇનામ મેળવવાને માગણી કરે!"

"કોઈ કરે ખરા, પણ તેમાંનો હું નથી."

"નહી કાંય? રૂસ્તમ, હું ધારૂંછ કે તેં પરણવાનો વિચાર કરવાનો હવે વખત આવ્યોછ. વાત કરતાં ત્રીસ વર્ષની તારી ઉમર થવા આવીછ; તું રળતો કમાતો થયોછ; હવે તું આવી કોઇ સારી છોકરી પરણે તો હરકત નહી."

"પણ સાહેબ, હું પરણવા ચાહતો નથી."

"ચાહતો નથી? કાં નહી?"

"બૈરી કેવી જોઇયે તે વિષે મારા વિચારો એટલા ઉંચા છે કે હું ચાહુંછ તેવી ઓરતો મળવી મુશકેલ છે." આમ બોલતાં રૂસ્તમ અચકવા લાગ્યો અને બાકીના વાકય તેણે અચકી અચકીનેબી પુરા કીધા નહી. "અગરજો હું બાયડી કરવા નીકલું તો મારી નજર એવી ઉંચે જાય કે હું ધારૂંછ—હું ધારૂંછ—"

"તું ધારેછ કે તુને તેવે ઉંચે ઠેકાણેની ઓરત મળી શકે નહી?" શેઠે વાકય પુરો કીધો. "તારી ઉમેદ એવી બાયડી વિષે છે કે જેને તું પોંહચી શકે નહી."

"હાજી. એમજ." રૂસ્તમે ઘણાજ નબલા સાદે જવાબ દીધો.

"ત્યારે તારા જવાબપરથી તો એવું જણાયછ કે તેં કેથી ઉમેદ બાંધેલી છે ખરી?" હોરમજશાહશેઠ હવે તો રૂસ્તમને ગળેજ પડયા.

"હું ના કેમ પાડું સાહેબ?" રૂસ્તમે અચકીને ઘણીવારે જવાબ દીધો.

"અને તે છોકરી તારાં કરતાં ઘણી ઉંચી પદવીની છે?"

"હાજી. તે મને મળી શકે નહી," રૂસ્તમને આ સવાલો ગમતા નહી હતા.

"પણ ઉંચી શામા?" શેઠ સમજતા હતા કે રૂસ્તમને જવાબ દેવા ગમતા નથી

તોપણ તેવણે સવાલો ચાલુ રાખ્યા. "તે ઉંચી ખાનદાનમાં છે? કે આબરૂમાં છે? કે પૈસામાં છે? કે શામા છે?"

રૂસતમે વળી ચૂપ રહીને બતાવ્યું કે તેને આ વાત ગમતી નથી.

"કદાચ તે તુને નહી મળી શકે તેનું એક બીજુજ કારણ હું ધારી શકુંછ." શેઠે તર્ક બાંધી.

"તે શું સાહેબ?" રૂસતમને સામું પુછવાની ફરજ પડી.

"તે કદાચ તુંને રખડાવીને બીજા સાથ પરણી ગઈ હશે." શેઠે પોતાનો શક કહ્યો. "અને તેથી તે તુને મળતી નહી હશે."

"અરે નહી સાહેબ." રૂસતમ હસી પડીને બોલ્યો. "તેવું કાંઈ નથી."

"વારૂં તારો છુપો ભેદ હું જાણવા માગતો નથી રૂસતમ, પણ તું મને માફ કરે તો હું મારૂં એક મત આપું?"

"હા, સાહેબ ખેલારાક."

"હું ધારૂંછ કે તું સરસમાં સરસ છોકરીનો હાથ મેળવવાને લાયકનો થયોછ, રૂસતમ." શેઠે હિમતથી અને ખુલ્લા અવાજથી તેનો બરડો ઠોકી તેને હિમત આવી. "ગમે એવાં ખાનદાનની, ગમે એવાં કુળની, ગમે એવા પૈસાવાળી કોઇ એકબી છોકરી નથી કે જે તારા હાથને લાયક નથી એમ કેહવાય."

"અરે, સાહેબ, એટલોબધો તે હું શું મોટો થઇ ગયો" રૂસતમ કદી માની નહી શકયો કે તેને મોટાઇ એટલી વધી હોય.

---

## પ્રકરણ ૧૯૩ મું.

## "તારા મનમાં કોણ?"

રૂસતમે સઘળા નહી ધારેલા જવાબ આપ્યા પણ શેઠે તો જાણે કે કાંઈ ધારી વાલીનેજ આ વાત ચલાવી કે શું?

"હવે તું મને કેહ કે તારી નજરમાં કોણ છે?" શેઠે અચબુચ પુછયું "કાંઇ નામદાર સરનાં ખાનદાનની છોકરી છે?"

"અરે સાહેબ, સાહેબ!"

"વારૂં ત્યારે કોઈ વાડિયા ખાનદાનની છે?"

"નહીજી, નહી." રૂસતમની આ ના વાત કરવાની સામે છે કે કોઈ ચોકસ ખાનદાનની સામે છે તે જણાયું નહી.

"દાદીશેઠ, કે પેટલ ખાનદાનની તરફની કોઈ નાજનીન તેં ધારેલી હશે?"

"મેં જે ધારીછ તે એ દરએક નામીચાં ખાનદાનની બરોબરની અને મારા કરતાં ચહડતી છે." અંતે રૂસતમે જવાબ દેવાની હિમત કીધી.

"પણ ત્યારે તો મારે જાણવી જોઈયે. હું જાણવાનો હુજતથી દાવો કરૂંછ."

"મને માફ કરો, હું તમોને કહી શકતો નથી, મુરબ્બી."

"હું તારાં સારાને વાસ્તે જાણવા માગુંછ રૂસતમ." શેઠે ઘણા મીઠાસથી તેને ધીરજ આપીને સમજાવ્યો. "ઘણાં વર્ષની વાત ઉપર તું પેલા ઓહવાયલા અડધા વિષે મારી આગળ બોલ્યો અને તારી ગરીબાઈ તેં કબુલ કીધી તે વખતથી તેં મારાથી કશું છુપાવ્યું નથી, ત્યારે આ વાત કાં છુપાવેછ? ચાલ, હું તુને યાદ કરવામાં મદદ આપું. તારા ઘેરમાંની માસી–દાસીપર કાંઈ તારી નજર છે?"

રૂસતમ ખુબ હસ્યો અને બોલ્યો "અલબત નહી."

"ત્યારે જીવખાયાંની જરી?"

"તેબી નહી." રૂસતમ પાછો હસ્યો.

"ત્યારે દીની ડાહીની બેહન ધની?"

"નહી નહી."

"વારૂં ત્યારે કુમલા કોપરબરાસની દી-

કરી તો નહી હોય, કાંકે તેતો પરણી ચુકીછ ?"

"નહીજ તો સાહેબ ?"

"હં. હં ! ત્યારે મને યાદ આવી. તું આપણા કુકીગની રત્ની સાથ પરણવાને ઉમેદવાર છે ?" શેઠે અટકલ ચાલુ રાખી. "તું તેની હિમાયત ઘણી કરતોતો અને તેના વિષે અમારા મનના ખરાબ વિચાર કાહાડી નખાવવામાં તુંજ ફતેહ પામ્યોછ. હવે ભીખુભાઈબી બિચારો ગુજર્યો માટે ભીખુભાઇને ચાહવાની તેનામાં જે કાંઇબી ઉમેદ હોયતો તે ગઈછ. તેજ કે ?"

"હું માફ માગુંછ સાહેબ કે તે નથી."

"ત્યારે કોણ ?" શેઠ યાદ કરવાને જરા થોભ્યા અને અચબુચ કાંઇ યાદ આવ્યું તે અચબુચ બોલી પડયા. "વારૂં ત્યારે તારા ભાગિયા હોરમજશાહની દીકરી આઇમાયને તેં ધારેલીછે ?"

રૂસ્તમ ફુગલાઈ ગયો. તે ચુપ થઇ ગયો, એટલુંજ નહી પણ તેની બુલંદ પેશાનીવાળાં પોહલાં કપાળ ઉપર પસીનાના મોતી ફુટી નિકલ્યાં અને તેના ચેહરા ઉપર ફાટી નિકલેલો લાલ રતાસ રૂસ્તમનો જવાબ થઇ પડયો. તે રતાસ કુદરતી લાજનો તેમ ખરા દિલના હર્ષનો હતો અને રૂસ્તમ મોહડથી ગમે એટલું બોલે તે કરતાં આ વધારે પાકો જવાબ હતો.

શેઠ પણ હવે ચુપ થઇ ગયા. પણ એ ચુપકીદી તોડનાર પાછા તેવણજ હતા. તેવણના દિલની ઉમેદેજ તેવણને એટલા બધા બોલાવ્યા હતા, અને તે ઉમેદ પાર પડવાનો વખત આવ્યો ત્યારે તેવણને વધારે ચુપકીદીનું કારણ રહ્યું નહી હતું.

"રૂસ્તમ, ખરૂં કેહ. એ તારી ઉમેદ તારાં દિલમાં તેં કયારની બાંધીછ ?" તેવણે રૂસ્તમને હા કેહવાની ફરજ પાડયા વગર સમજી જઈને પુછયું.

"ઘણા વર્ષની સાહેબ, આજ વર્ષો થયાં મારા દિલમાં મેં એ ઉમેદ બાંધેલી છે સાહેબ. મારી ઉમેદાનું જંગલી સ્વપ્નું એ છે. મેં હવાઈ કીલ્લા બાંધ્યા કીધાછ, પણ તે એવું સુખકારક સ્વપ્નું છે કે અગર તે ખરૂં નહી પડે તોપણ તે સ્વપ્ના દાખલબી મને સુખ આપેછ."

"તેં કોઈ દાહાડે મારા ઘેરમાં એ વાત છેડીછ ?"

"કદી નહી."

"અથવા તું મારી એ દીકરીને ચાહતો હતો એવુ કોઇબી રીતે તેને જાણવા દીધુંછ ?"

"કોઇ કાલે નહી. હું પોતે તો કશું બોલ્યો નથી સાહેબ, પણ મારા દેખાવ અથવા મારી ઢબછબથી પકડાઇ ગયો હોવું તો નાચાર. મને લાગેછ કે આઈમાય આગળ હું એવી કોઇ રીતે પકડાયલોછું, પણ તેમ હોય તો મેં જણીબુજીને તેવો દેખાવ રાખ્યો નથી."

"જે બધામાં ઇમાનદાર, તે પરણવામાંબી પ્રમાણીક" રૂસ્તમના આ મારી સરખા એકરાર ઉપરથી હોરમજશાહે વિચાર્યું અને પછી પુછયું, "હવે હું તુંને શું કહું રૂસ્તમ ?"

"તમે ગમે તે ઠપકો આપશો તે હું સાંભળીશ." રૂસ્તમ સમજ્યો કે શેઠ ગુસે થયાછે. "આજના મારા એકરાર પછી તમે મને તમારા હોરમજ બાગમાંથી કદાચ હાંકી કાહાડશો તો તમે મુખત્યાર છો. તેમ થશે તો હું જાંહગીરને વાંદરેના બંગલામાં મળતો રહીશ. પણ હું એટલુંજ માગી લઉંછ કે મારી બેઅદબી થઇછ તે માફ કરજો. આઈમાય ઉપર પ્યાર કરતાં હું હમણા નવાઈનો શિખ્યો નથી. મોહોબત શું અને તે કેમ કરવી તે હું જાણતો નહી હતો તેની અગાઉથી એ માહાબુબની મોહબતે મારા જીગરમાં ઘેર કીધુંછ. કેવી મોહબત ! જો હું એ નાજનીનને પરણવાને શક્તિવાન હોત, તો હું જીંદગી સુધી સુખી થયો હોત. હું મારા મનમાં સમજતો હતો

કે કદાચ એ સુખ મારા નશિબમાં હશે, પણ જ્યારથી મને શુદ્ધિ આવી—"

"શાથી શુદ્ધિ આવી?"

"તમે વીકાબાઇને એવીજ માગણીનો જે જબાવ દીધો તેથી, કે જ્યારે શેઠબાવાનું ખાનદાન તમે તમારીથી ઉતરતું ગણ્યું ત્યારે મારી શી બિશાદ? આ મોહબતમાં હું વધારે નહી લલચાવું એટલા વાસ્તે એક વખત મેં વિચાર્યું કે હું હોરમજ બાગમાં જવાનુંજ આસતે આસતે માંડી વાલું——"

"ત્યારે તેથી તું મારે ત્યાં હમણાં કમ આવ જાવ રાખેછ કે?"

"કદાચ તેમ હોય. પણ હું જાણીબુજીને ત્યાં આવતો બંધ થયો નથી. નહી જવાનો ખ્યાલ તો માંડીજ વાલ્યો, કાંકે મેં ધાર્યું કે મારી પાક મોહબત જ્યાંસુધી હું કોઇને કેહતો નથી ત્યાંસુધી મારે ત્યાં જવામાં કાંઈ અડચણ નથી. મારી ભુલ હશે, પણ જેમ જેમ હું દૂર રહુંછ તેમ તેની પવિત્ર મહોબત મારાં મનને વધારે ઘેરેછ."

"પેસતનશાહ બાટલીવાળાએ આઈમાયનું માગું મોકલ્યું હતું તે તેં સાંભળ્યુંછ?"

"હાજી મેં સાંભળ્યું હતું" પણ તેથી પોતાને કેટલી નાસુરાદી થઈ હતી તે કેહવા કરતાં રૂસ્તમે શેઠને પોતાનેજ વિચારી લેવા દીધી.

હોરમજશાહ શેઠ લગાર વિચારમાં બેસી રહ્યા. તેવણ આ વાતચીતની શરૂઆતમાં જે ખુશી હતા તેવાજ હવે ગંભીર થઈ ગયા. પણ તેવણ નાખુશ નહી હતા. આ વાત તેવણે અજાણપણામાં પોતેજ છેડી અને તેમાંથી નહી ધારેલી ખીના નિકલી આવી તેમાં રૂસ્તમનો શો વાંક? પણ પોતે જે આજે શોધ કીધી તેને માટે તેવણ દિલગીર થયા નહી. તેવણ એટલુંજ સમજ્યા કે રૂસ્તમ પોતાની ઉમેદવારી કબૂલ કરી ચુકયો તો હવે તેનો જવાબ દેવાની ફરજ તેવણને માથે આવી પડી.

"રૂસ્તમ, હાલ તુર્ત તો હું કશો ચુકાદો આપી નથી શકતો. તું આઇમાયને પોતાને પુછ."

"હું આઈમાયને પુછું?" રૂસ્તમ ડઘાઇને જોવા લાગ્યો.

"મારી મતલબ કે તેની ખુશી પેહલાં પુછવાની છે. જો આઈમાયની તારા ઉપર ખુશી હશે તો એ નેક ઉમેદમાં હું આડ આવવાનો નથી. પણ મારી દીકરી પોતે પરણવાને ના પાડેછ. ચોઘડિયું એવું બન્યું કે આજેજ મેં એના લગનની વાત છેડી ત્યારે એ છછની પડી. એણે મને સાફ કહ્યુંછ કે જેબી ધણી એની માગણી કરે તે ધણીની એની આગળ મારે વાતબી નહી કરવી, પણ મેં પોતેજ બાહારો બાહારથી તેની કાસર પતાવવી. એ આઇમાયનો ઠરાવ છે, પણ તેમ બોલતી વખતે તારૂં નામ તેના મનમાંબી નહી હોય અને તારે વિષે કદાચ તે ખુશી હોય."

આ કેવો આશાજનક જવાબ! રૂસ્તમનું દિલ અંદરખાનેથી હરખના ઉછાળા મારવા લાગ્યું કે આઈમાય તરફની તેની મોહબત આઈમાયના બાપને પસંદ છે.

"શેઠ, તમે ખરૂં કહોછ? મને બનાવતા તો નથી?" રૂસ્તમે એકવાર ફરી ભોળાપણામાં પુછયું.

"એ વાતની મશ્કરી હોય રૂસ્તમ? હું કદી એવી મશ્કરી કરૂંબી? મેં વીકાભાઇને એ વિષે લગાર બનાવ્યો હતો ખરો, કાંકે મારા જમાઈ દાખલ તેનું નામજ ધિક્કાર ભરેલું હતું. તારે વિષે મારૂં ખુલ્લું મત છે કે જો મારી દીકરી કબૂલ રાખે તો મને બીજો વધારે સરસ જમાઈ મળવાનો નથી."

"પણ જી મારી પાસે પૈસા કાંઇ નથી. પેહરામણી શું કરી શકીશ?" રૂસ્તમ પોતેજ હવે ગુચવાડો બતાવવા પડયો.

"તારી પાસ પૈસા નથી તો પૈસા કરતાં વધારે કાંઇ છે. તારી અક્કલ એજ

તારા પૈસા છે. મારી દીકરીને પેહરાવવા સારૂં મારી પોતાની પાસે પૈસા પુરતા છે."

રૂસ્તમ વિચાર કરતો ઉભો, પણ શેઠે ઘુર્ત તેને હુકમ આપી તેનો ગુચવાડો ભાંગ્યો કે "રૂસ્તમ તુંને કાંઈ હમણાં કાંમ નહી હોયતો જા આપણે ઘેર. જાંહગીર તારા ઉપર ખીજવાઈ રહ્યોછ કાંકે તું ઘણા દિવસ થયા તેને મળ્યો નથી. તેણે તુંને બોલાવ્યોછ અને તેને હું કબુલાત આપી આવ્યોછ કે તુંને હમણાજ મોકલવો."

"મારૂં કામતો સઘળું ખલાસ થયુંછ સાહેબ."

"ત્યારે તો તું જા રૂસ્તમ, મારા જાંહગીરની તબીયતબી આજે સારી નથી. તું જશે તો મારા લંગડા દીકરાને ચેન પડશે."

---

## પ્રકરણ ૨૯૪ મું.

## "કાચું કપાયું—દર્દના ચમટા."

કારખાનાંની ગાડી, જે બરાબર બોલીયે તો રૂસ્તમની પોતાનીજ ગાડી હતી પણ કારખાનાંના હિસાબમાંથી તે ગાડી ઘોડાનો ખર્ચ ચાલતો હતો, તે જોતરાવીને રૂસ્તમ વાલકેશ્વર ગયો. હોરમજ બાગના ઓટલા ઉપર ગાડીના ખડખડાટથી જાંહાંગીર તેને લેવા આવતો હતો તે આજે નહી આવ્યો.

જાંહાંગીર એકલોજ પોતાના સાહિનના કોચ ઉપર માત્ર ચોપડી સાથ વાત કરતો પડલો હતો. પોતાના દોસ્તના આવ્યાથી તે ખુશ થયો અને રૂસ્તમના પુછવાથી તેને ખબર આપી કે તેના થાપામાંનું નસનું દર્દ આજે તેને અંદરથી ચમટા તોડતું હતું.

"એ આ નાનાશેઠની શી વાત? એ શું ખરૂં છે કે ભીખુ મરી ગયો?" થોડીઘણી વાત ચાલવા પછી જાંહંગીરે પુછયું.

"મેં ચોકસ સાંભાળ્યું નથી. પેસતનશાહ ચીનાઈએ મને તો કહ્યું."

"મને લાગેછ કે વાત ખરી હશે." જાંહગીરે તર્ક બાંધી પણ તેજ વખતે ફકીરાની દીકરીને ટંકોરમાં યાદ કીધી. "હવે પેલી રતની શું કરશે? શોક ધરશે કે? કાલી સાડી પેહરશે કે?"

"ગરીબ બિચારી રતની" રૂસ્તમે તેની દયા ખાધી.

"અરે જારે! તું મોટો દયાળુ થઈ નીકળ્યોછ!" દર્દના એક ચમટામાં જાંહગીર રૂસ્તમપર ચીહરડાયો. "તું કોણની આગળ તેની દયા ખાયછ? તું ધારેછ કે હું તેને વીસરી ગયો નથી કે? થઈ ચુકી. તે વાત થઈ ચુકયાને વર્ષો થયાં."

"ત્યારે તો રતની પરણી જાય તો તુંને કાંઈ અડચણ નથી, જાંગલા?" રૂસ્તમે જાંહગીરનો તેની તરફનો પ્યાર મરી ગયો હોય તે ન માનતાં હસીને પુછયું.

"તે ગમે ત્યાં પરણવાને મુખત્યાર છે." જાંહગીરે પોતાના સરેસ્તાના તિખાસથી જવાબ દીધો. "તારે ગમે તો તું કાં નથી તેની સાથ પરણતો? જા તારૂં માગું મોકલ ને હું તારા અશિરવાદ સારતી વખત શાક્ષી દાખલ થાલી ધરવા ઉભો રહીશ."

"પણ રતની સાથ હું પરણું તો તું ખુશી થશે?" હજી રૂસ્તમે માન્યું નહી કે જાંહગીર ખરાં દિલથી આ દરખાસ્ત કરતો હોય. તેમ નહીજ હતું.

"બચ્ચાજી તું એવું કાંઈ કરતો ખરો, પછી જો હું તુંને ફાંસી નહી દઉ તો." જાંહગીરે રૂસ્તમનો શક અંતે ખરો પાડી આપ્યો.

"નહી, નહી મને તો આજે લોકો એક બાયડી આપી ચુકયાં." રૂસ્તમ હસ્યો.

"તે કોણ વળી?"

"કાપડિયાની ગુલી."

"કાપડિયાની ગુલી?"

"કાપડિયાની ગુલીજ. મને પેસ્તનશાહ આજે ખાતરી આપતો હતો કે પરેલના લોકોએ એ સાટું નકી ઠોકી બેસાડયુંછ. તે બોલ્યો કે ગુલીને પરણવું એતો હજી ભલું છે. શેઠે પણ તેમજ કહ્યું."

"શેઠેબી ગુલી સાથ તારે કારજ થાય તે પસંદ કીધું?" જાંહગીરે કળ ખાઇને પોતાનો થાપો ઉચકતાં પુછયું.

"હા."

"અને તું શું કેહછ?"

"હું? જોઇયે! ફુરસદે વિચાર કરીશ."

એજ ઘડીયે જ્યાં રૂસ્તમ અને જાંહગીર બેસીને વાત કરતા હતા ત્યાં બાહારની અગાસી ઉપર આઈમાય નજરે પડી. તે અગાસી સંગેમરમરની પોહળી અને વિશાળ હતી. તેની વચોવચમાં એક ફુવારો હતો અને તેની ફરતા રોપાઓના એક કયારામાં ખુશનુમાં ફુલો ઉગાડેલાં હતાં. આઈમાય બાપના દિવાનખાનાને માટે એક સુંદર ગજરો બનાવવા માટે કેટલાંક ફુલો ચુંટતી ચુંટતી અગાસીની આ બાજુએ આવી હતી. એક ગોલાબી સાટિનની સાડીની કરચલીદાર ઘડીમાંથી ફુલના રોપાઓ ઉપર બાહાર નિકળતો આઈમાયનો નાજુક, ગોરો, સુંવાળો હાથ એક તેવીજ નાજુક સોનેરી પોંહચીમાંથી બાહર લંબાયલો હતો તે પોતાની નાજુકીમાં નખરાંદાર હતો.

"આઈ, તું મારા ઓરડા તરફનાં મોઘરાં ના તોડી લે." જાંહગીરે પોતાની બેહનના આ કામ સામે મોટે સાદે હાંક મારીને વાંધો લીધો. "હું અંહી રાતે વાંચવા બેસુંછ ત્યારે મોઘરાંની લપટથી મને જરા લેહેર આવેછ, તે તું છીણવી ના લે."

"બાવાંને વાસ્તે જોઇયેછ, જાંગલા," આઇ મોઘરાં વીણતી પોતાના ભાઈ તરફ ફરીને બોલી; અને તેજ વખતે તેની ચાંચી કમાનદારખાં ભવાં તલે પ્રકાશતી ચપલ નજર રૂસ્તમ ઉપર પડી. આઇમાયે ખુશ ચેહરે રૂસ્તમને ડોકિયું કીધું અને આ નમનનાં જવાબમાં રૂસ્તમ નમ્યો. આઇમાય ઉપલો જવાબ દઇને પાછી કયારા તરફ ફરી, પણ તેના ભાઇએ તેને પાછી હાંક મારી.

"આઈ! તું જાણેછ કે? આપણો રૂસ્તમ એક ખબર લઈ આવ્યોછ. તું શું ધારેછ? શું હશે?"

"હા. મને માયજીએ કહ્યું. બિચારો ભીખુભાઇ ગુજર્યો."

"તે ખબર નહી." જાંહગીર બોલ્યો "રૂસ્તમ માટીડો થયોછ, તેથી એની માએ એને આબરૂદરકારનો બનાવવા કાહાડયોછ ને પરણાવા અને તેબી કોણ સાથ? કાપડિયાની ગુલાં."

આઇમાયે જવાબ દીધો નહી. તે ફુલ તોડયાં નહી તોડયાં કરી તેજ પલે ચાલી ગઈ અને રૂસ્તમ જાંહગીર ઉપર ખીજવાયો.

"જાંહગીર, તુંતો એક બચ્ચાં કરતાંબી નાદાન છે. હું કયારે એમ બોલ્યો કે હું કાપડિયાની ગુલાં સાથ પરણવાનો છું?"

"ત્યારે? તેં શું કહ્યું?"

"હું તો તારી સાથ અમથો હસ્યો કે ગામના લોકોએ તેની સાથે મારૂં સાટું ઠોકી બેસાડયું."

રૂસ્તમ જાંહગીરના આ કાચું કાપવાથી ખરેખર ઉદાસ અને બેચેન થયો હતો. હયાનું ખરૂં તે એનું નામ હતું. આઈમાયની પાક મોહબતે તેના જીગરમાં ઘર કીધું હતું—આજનું નહી પણ ઘણા વર્ષનું—પણ આજે તેની એ નેક મુરાદે એક મહાભારત પગલું ભર્યું તે એકે હોરમજશાહ શેઠે પોતે આઈમાયનું માગું કરવા, તેની મરજી પુછવાને ખુશી બતાવી હતી અને તે કારણસર તક શોધતો રૂસ્તમ અંહી આવ્યો હતો, તેવા બારીક વખતે જાંહગીરે આ ઓઠી વાતનો આટો બાફીને તદન કામ બિગાડયું હતું.

અસ્ત પામતા સૂર્યના સોનેરી પ્રકાસ વચ્ચે અગાસી ઉપર પડતા ઓળાથી રૂસ્તમે જોયું કે આઇમાય હજી અગાસી ઉપર હતી. તે તુર્તજ જાંહગીરની આગળથી ઉઠ્યો અને તે લંગડાના પુછવામાં એટલોજ જવાબ દીધો કે આઈમાય સાથ "હુંબી જરા ફુલ વીણવા શિખું."

અગાસીના સુંદર આખા કાચના બારણાના ઉબર ઉપર ઉભો રહી રૂસ્તમ જુવેછે તો આઈમાય ફુલ વીણવાનું પોતાનું કામ વીસરી જઇને ઉંડા વિચારમાં ઉભેલી હતી. તેનો કોમળ ડાબો હાથ અગાસીની સંગેમરમરની પારને અઢેલાવીને તેમાં એ નાજનીએ પોતાનું મોહડું ઢાંક્યું હતું અને પોતાનો સુંદર ચેહેરો સામે પડેલા બોહલા દરિયાવની તરફ ફેરવીને તે કમાનદાર મરોડથી વાંકી વળેલી હતી. તેના હાથમાંની ફુલની ટોપલી પડી ગયલી હતી તેની તેને ખબર પણ નહી હતી.

રૂસ્તમ ધીમે પગલે જરા પણ આવાજ કીધા વગર તેની પછવાડે ગયો, અને પેહલાં ટોપલી ઉચકી તેમાંના વિખરાઈ ગયલાં ફુલો એકઠાં કરવા લાગ્યો. આઇમાયનું તેના તરફ ધ્યાન ખેંચાયું પણ ફકત "એટલી તસદી ના લો, ઠેંક યું" એટલા ઉપકારના બોલો સિવાએ આઇમાય બીજું કશું બોલી નહી, બલકે તેની તરફ ફરીબી નહી. તેનામાં રૂસ્તમ તરફ ફરવાની હિમત નહી હતી. તેની આંખોમાં કાંઈ પાણી આવેલાં હતાં.

રૂસ્તમે આઈમાયના હાથમાં ટોપલી મુકવાને બાહાને તેનો જે નખરાંદાર કોમળ હાથ છુટો હતો તે પોતાના હાથમાં ઝાલ્યો. તે હાથ થંડો અને ભીણો હતો. બચીત આઇમાયને કાંઇ લાગેલું હતું, જો કે તે જણાવતી નહી હતી, અને રખે જણાઈ જાય એટલા માટે તે દેખાડતી પણ નહી હતી.

"આઈમાય, જાંહગીરે મારે વિષે હમણા ફકત ગપ મારીછ હો." તે નરમ આવાજે તેના હાથમાં ટોપલીને પાછી સોંપતાં બોલ્યો. "કાપડિયાની ગુલાં વિષે હું અમસ્થો હસ્યો, તે જાંગલો ખરૂંજ લઇ પડ્યો."

"શું એમ છે?" આઇમાયે હવે રૂસ્તમની બાજુએ ફરીને જોયું અને તેના નરમ ચશમોમાં જોકે આજુ તાજાં હતાં પણ તેનાં ચેહરા ઉપર એક જાતની ગંભીર ખુશીનો છાપ રૂસ્તમને જણાયો. "શું આ વાત ખોટી છે?"

"તદન મશ્કરી જાણજે." રૂસ્તમને બોલવાની હિમત આવી, જોકે હવે આઈમાયે પાછું દરિયાગમ જોવા માંડયું હતું. "આજે મારાં લગનની ચાવાચાવી થઇછ ખરી, પણ તે કાપડિયાંની ગુલાંને ત્યાં નહી."

"ત્યારે ક્યાં?" આઇમાયે પાછું ફરીને મીઠા ધ્રુજતા આવાજે પુછયું. તેના નરમ ગાલ સરિયામ ભીંજાયાથી વધારે નરમ બનેલા રૂસ્તમે જોયા.

"આજે મારાં લગનની એક એવે ઠેકાણે ચાવાચાવી થઇછ કે જેને માટે હું બચીત કદી શરમાઉ નહી." રૂસ્તમે હેવાલ કેહવા માંડયો. "જેવણનો સુખન હું ખુશીથી માથે ચહડાઉ તેવણેજ મને આજે પરણવાની શિખામણ દીધી અને તેવણની શિખામણે મને આજે મારી છાતીમાં એક હજારઘણી ઉમેદ અને એક હજારઘણી હિમત વધારી દીધીછ."

આઇમાયે પાછું દરિયાભણી જોવા માંડયું અને રૂસ્તમે તેની ચૂપકીદીનો લાભ લીધો. "હું અંહી આવ્યો તે મારાં કારજની ચારવણી કરીને આવ્યો અને વળી કારજની ઉમેદમાંજ અંહી આવ્યો. જેવણે મને શિખામણ દીધી તેવણેજ મને અંહી આવવાની રજાબી આપી અને મને સાફ છુટ મુકીછ કે જ્યાં મારી ઉમેદ છે ત્યાં મારી અરજ રજુ કરીને મરજી પુછી જોવી."

આ અરજી આઈમાય નહી સમજે એમતો હોયજ નહી. તેનો આશાવંત,

હરખ ભર્યો ચેહરોજ ગવાઈ આપતો હતો કે તે બધું સમજેછે પણ બોલવાને અશક્ત છે.

"આઇ મને રજા છે? મારી ઉમેદને ખરી પાડી મને સુખી કરવાની તમારી મરજી છે?" હવે રૂસ્તમે વધારે હિંમતથી પુછયું. "મારી ઘણા વર્ષની ઉમેદ તમે નહી સમજો એમતો હું નથી માનતો."

"પણ બાવા! માય!" આઇયે ટુકમાંજ પુછયું. તેનો આ સવાલજ કહી આપેછે કે હમણાજ જે "કાચું કપાયું" તેના બોલો ઉપર તેણીનું ઘણું ધ્યાન નહી હતું. તેણીનું ચીત પણ પોતાના દિલની લાંબી મુદતની બાંધી રાખેલી ઉમેદમાં હતું કે જે ઉમેદની વ્હાલી યાદ આજે તાજી થઈ હતી, અને જે ઉમેદના સુખના સ્વપ્નામાં તે ચકચુર હતી.

"બાવાની રજાથીજ હું અંહી આવ્યોછ. શેઠે પોતે મને મોકલ્યોછ કે આઈમાયની મરજી શી છે તે પેહલાં જાણી લેવું. તારી નામરજી મેં માનીજ નથી, તારી નાખુશીનો જો મને જરાખી શક હતે તો હું એ વાત કરતેજ નહી. શેઠની રજાથી અને તારી ખુશીથીજ મારી આશા મેં રજુ કીધીછ."

---

## પ્રકરણ ૧૯૫ મું.

## સારૂં થયું કે કાચું કપાયું.

રૂસ્તમ ફુલ વીણવાને બાહાંને ક્યાં ગયો તેની જાંહગીર લંગડાને પોતાના કોચ ઉપર ચટાપટી લાગ્યા કીધી. તે બીધો કે આજના ચેષ્ટાથી તેના એ દોસ્તનું દિલ દુખાયું તેથી તે રખે જતો રહ્યો હોય?

જાંહગીરથી આજે જાજું ચલાતું નહી હતું તોપણ તે પોતાની લાકડાંની ઘોડી ઉપર પોતાનાં ખભાં ટેકી લંગડાતો બાહાર અગાસી ઉપર આવ્યો. ત્યાં તો નહી રૂસ્તમ કે નહી આઇમાય મળે. તે અગાસીની છેક પાર સુધી હેઠના બાગમાં જોવા લાગ્યો. ત્યાં બરાબર અગાસીની હેઠલ આ બે ખરાં લાયક જુવાનોનું જોડું લોઢાંના એક નકશીદાર બાંક ઉપર વાતમાં ઉંડું મશગુલ હતું. અગાસી ઉપર જાંહગીરની લાકડીનો ખડખડાટ વઠીક તેમની ઉંડી મસલતને માટે પુરતો નહી હતો.

"હં! તમે હેઠે છો કે?" જાંહગીરે અગાસીની ઉપરથી હાંક મારી. "આ તમે ફુલ વીણોછ કે? ફુલ વીણી રહ્યાં કે? બાવાનાં બોઘરાં તો ત્યાં પડયાંછ ને તમે પોતેજ બાગમાંના બોઘરાં થઇ બેઠાંછ."

આ ગડબડથી આઇને જગાર ખસ્યાણું લાગ્યું. તે ઉઠી જવા કરતી હતી, પણ રૂસ્તમે તેનો હાથ ઝાલી જતી અટકાવી, અને સામો જાંહગીરને બાગમાં ઉતારવા સારૂં તે એસ્તેકબાલ આવ્યો.

"જાંગલા, આવ, હેઠલ આવ. આજે અંહી ઘણું ખુશાનુમાં છે." અગાસી અને બાગ વચ્ચે જે થોડાંક સીહડાંનો અંતર હતો તે ઉપરથી પોતાના લંગડા દોસ્તને મદદ આપીને ઉતારી લઈ જતાં રૂસ્તમ બોલ્યો અને બાગમાં જ્યાં આઈ બેઠેલી હતી ત્યાં તેને લઈ જઇ તેની બેહેનની પાસે બેસાડયો.

"જાંહગીર, હવે બોલ" પોતે તેમની સામે બેની વચમાં ઉભો રહી બોલ્યો "જાંગલા, મારે માટે કોણ વધારે સરસ કાપડિયાની ગુલી કે હોરમજશાહની આઈ? કોણ મારી મોહરદાર થશે?"

રૂસ્તમનું આ છુટથી બોલવું જાંહગીરને તુર્ત ખબર આપવા માટે પુરતું હતું. "હં હં! તમે પોતપોતામાંજ કેવું ગોઠવી રાખ્યું

દેખું ! તમે તો કેથાં બે જણ ફુલ વીણવા આવ્યાં તે એ ?" જાંહગીરે મશ્કરી ચલાવી. "પણ આઈમાય, કાંઈ ખબર છે કે?"

"શું ?" આઈમાયે લગાર ખીજીને પોતાના ભાઇ તરફ જોયું.

"પેલા બાવા ને માય આવીને તમુને સજા કરવા ડાહાડે કેની ત્યારે મારી મદદ માગવા ના આવતી હો ! બાવાના ગુસા આગળ મારૂં કાંઇ ચાલવાનું નથી."

"જાંહગીર તારા ભાર પડયાછ ! " આઈમાય પોતાની ખાતરી વિષેની ખુશાલીમાં બોલી.

"પેલા બાટલીવાળાને ત્યાંનું માગવું કેથું એ થકી તેં ના પાડયું ? નહી ? અરે પકી, તારા ભેદ તો તુંજ જાણે."

જાંહગીરની અટકલ તદન ખરી હતી. આઈમાયે સારાં સારાં ઠેકાણાં પાછાં ફેરવ્યાં હતાં તે રૂસ્તમ ઉપરના પોતાના જુના, છુપા પણ જીગરના પ્યારને લીધેજ. આઇએ પોતાને માટે સરસમાં સરસ ભર્તાર રૂસ્તમનેજ ધારી રાખ્યો હતો, અને આજેજ સહવારે જ્યારે તેણે પોતાના બાપને સત્તા આપી મુકી કે કોઈબી માગું મોકલે તો તેને સાફ ના પાડવી તે ફકત રૂસ્તમનો હાથ મેળવવાની આશામાંજ કહ્યું હતું—તે એટલુંજ બોલી હતી કે ગમે એવો પૈસાવાળો હોય તોપણ તેને ના કેહજો. રૂસ્તમ હજી તેટલો પૈસાવાળો થયો હોય એમ આઇ જાણતી નહી હતી. તે કોઇ દાહડે તેને લાયકનો થશે એટલીજ તેને આશા હતી. બીજા હાથ ઉપર રૂસ્તમ તેની માગણી એટલી જલદી કરશે એમ આઈને કદી સ્વપ્ને ખ્યાલ નહી હતો અને તેથીજ આઇએ "હાલ તુર્ત મારે પરણવુંજ નથી" એમ ઠરાવ કરી રાખ્યો હતો.

વાત કરતાં કરતાં આ ત્રણે જુવાનો બાગને છેક છેડે દરિયા કીનારા ભણી ફરતી દિવાલ બાંધેલી હતી ત્યાં જઈ પુગ્યાં અને ખુશ વાતો કરતાં રહ્યાં. પણ થોડી વારમાં બાગમાં ગાડીનો ખડખડાટ સંભળાયાથી જાંહગીર આગલી બાજુએ જોવા ગયો અને આઈમાય તથા રૂસ્તમ ગોફતેગોમાં દીવાલની પાર ઉપરજ બેસી રહ્યાં.

"વારૂ બધું તો રહ્યું, પણ આઇ" જાંહગીર અડધો ચાલી ગયલો પાછો આવી બોલ્યો "આઈ તું આ છોકરા સાથ સદાની ગાંઠથી જોડાય તેની અગાઉ એક વિચાર કરજે કે એ કાંઇ અમીર ઉમરાવ નથી. એ તો એક સાદો કારખાનાવાળો છે હો ! ને એની માય ગુલી ગરીબને નામે ઓળખાયછ. બાટલીવાળાને ત્યાં પરણી હતે ને જે ખાનદાની સાગરાં ભોગવતે તેવું માન લોકો તુંને ગુલી ગરીબને ઘેર આપશે કે ?"

જાંહગીર ફકત પોતાના ધારા પ્રમાણે મનમાં એક વાત રાખી બાહારથી બીજી વાત બોલતો હતો. જ્યારે તેને એક ચીજ અંદરખાનેથી ઘણી ગમતી હતી ત્યારે બાહારથી તે નહી ગમવાના ઢોંગ કરતો હતો. આગળથીજ જાંહગીરનો વિચારબી પોતાની બેહનને રૂસ્તમ સાથ પરણાવવાનો હતો અને આગળ અસેમસે તેમ બોલી પણ ચુકયો હતો. આજે તે સારૂં પોતાની મેળે ગોઠવાયું માટે જાંહગીર ઘણો ઉલટમાં હતો અને તેની ખુશાલીમાં આજે પોતાનું દુઃખબી લગભગ વીસરી ગયો હતો.

બાગમાં ગાડીતો શેઠની આવી હતી. પોતાના દીકરાને બાગમાં ફરતો જોઈ તેવણ ખુશી થઇ ગયા. તેવણે બાગ મધે અધવચમાંજ ઉતરી પડીને ગાડી તબેલામાં મોકલી દીધી અને તેને ચલાવવામાં મદદને માટે ટેકો આપી પોતે જાંહગીર સાથ વાત કરતા આવ્યા.

"કેમ જાંહગીર ? આજે તારૂં દર્દ કેમ છે દીકરા ?"

"દર્દ ડાહ્યું થયુંછ બાવા. બપોરેતો બુમ મરાવતું હતું, પણ એના ધારા પ્રમાણે ઘણું થાય તે થોડાંને વાસ્તે."

"હું ધારતોતો કે રૂસ્તમે આવીને તારૂં

દુઃખ વિસરાવ્યું હશે. તે આવ્યો નથી કે?"

"આવેલો છે અને એણેજ ખરેખર મારૂં દુઃખ વિસરાવ્યુંછ બાવા."

"પણ ત્યારે એ ક્યાં છે?"

"હવે રૂસ્તમના પ્યારમાં હું ઉતરયોછ ને આઈ વધીછ. આગળ તેની નજરમાં હું પેહલો હતો, પણ આજે આઈ પેહલી ને હું બીજો છું."

"ખરેખર!" શેઠ હસીને ખુશ થયા.

"ફુલ વીણવાને બાહને બાગમાં ફરેછ. પણ ફુલ વીણવાનું તો જ્યાંનું ત્યાં છે ને કાંઇ બીજીજ પ્યારની વાતે વળગેલાં છે."

શેઠ જવાબ ન દેતાં મુગાજ આવ્યા કીધા અને જાંહગીરે તેવણનો ચેહરો જોયો કે તેવણ કેવા વિચારમાં હતા. આ ખબરથી તેવણ ઉશકેરાયલા નહી પણ શાંત હતા, એટલે જાંહગીર સમજ્યો કે તેવણ આ વાતથી ખુશી છે અને તેથી તે એકદમ પોતાના દિલની ઉમેદ કેહવા પડયો.

"બાવા, મારી એક અરજ છે—એ બે જણાંઓના સુખમાં તમે આડે ના આવતા. બિચારાં બેહુ દુખી થશે. એઓ વચે મોહબતે કેથે લાંબી મુદતની જડ ઘાલીછ અને બેહુના જુવાનીના બાહારપર ખીલવા સાથ મોહબતની તે જડ પણ ઉગીને ખીલતું ઝાડ થયુંછ. રૂસ્તમ આઇને માગેછ. એને આપો. આઈના હાથને માટે એનાથી અડધોબી લાયક કોઈ નથી. તમે શું એ બેને પરણાવા ના કહીને નાસુરાદ કરશો?"

"એ લોકોએ આજે ભેદ ખોલ્યો કે?"

"હા. એકેકની વચેજ વાત કરી મુકી. મને તો ખબરબી નહી. પણ ખબર થઈ ત્યારે હું ખુશી થયો."

"ને તારી બેહન?"

"તેની તો કેથી પૂર મરજી છે. મેં જરા મશખરીમાં કહ્યું કે રૂસ્તમ તો કાપડિયાની ગુલી સાથ પરણેછ એટલે આઇની આંખમાં તો બેહરામશાહ આવી ગયા. સારૂં થયું કે મેં કાચું કાપ્યું કે તેથી રૂસ્તમને પોતાની છુપી કદરદાની આઇને થંડી પાડવા જાહેર કરી દેવાની ફરજ પડી, અને વાત કરવાની જે તક તે શોધતો હતો તે તક મેંજ કરી આપી."

"અને તેં તારી પસંદગી કહી કે?"

"મેં તો કહી પણ હવે, બાવા, તમારી પસંદગી ઉપર સઘલું રહેલું છે, તેનું કેમ? તમોને સમજાવવા સારૂં હું તે લોકોને વાતે મુકીને આગળથી દોડી આવ્યોછ."

"જાંગલા, જાંગલા," શેઠ પોતાના દીકરાને ચાંપીને કોટી કરી બોલ્યા. "તું શું એમ ધારેછ કે રૂસ્તમ મારી રજા પુછયા વગર તારી બેહન આગળ એ વાત કરેબી? રૂસ્તમ એવો બેઅદબ છે કે મારી હરસે આઇને પોતાની માગણી છુપી કેહ?"

"નહી તેવો નથી બાવા."

"ત્યારે?"

"ત્યારે શું?" જાંહગીર વિચારમાં પડયો. "શું તમે એને વાત કરવાની રજા આપીછ?"

"હા."

"ત્યારે શું એણે તમારી મરજી પેહલાં પુછીછ?" જાંહગીર ખુબ હરખમાં આવ્યો.

"હા. આજે એને મેં અંહી મોકલ્યો તેની અગાઉ કાપડિયાની ગુલીની વાત નિકલતાં મેં શોધી કાહાડયું કે રૂસ્તમનો વિચાર તો આપણાં ઘેર તરફ છે. મેં એને કબુલાત નહી આપી તોપણ આઇની મરજી પોતાની મેળેજ પુછવાની મેં એને રજા આપી."

"બાવા, બાવા, તમે મારે માથેથી જાણે કે એક મોટો ભાર ઉતારયોછ." જાંહગીર ધીરજ પામીને બોલ્યો. "જ્યારથી એ બે જણાઓ પોતપોતા વચે ગોઠવી રહ્યાં ત્યારથી હું ગુચવાડામાં પડયો કે હવે તમોને સમજાવવા કેમ? તમારી આગળ એ વાત છેડવીજ કેમ?"

"એટલે? તારો બાપ શું એટલોબધો બેઅકલી છે?"

"હું તો બચ્ચાંની મરજી ને બાપની નામરજી ને તેથી બચ્ચાંની બેદિલી ને મા બાપના ગુસાનીજ બીકીક રાખ્યા કરતો હતો."

"તેં જરા અકલ રાખી હતે તો તું એટલો ગભરાતે નહી."

"મેં તો ઘણી અકલ રાખી, પણ બાવા કેટલી વખત માબાપો અકલ ખોહી દેછ તે?"

---

## પ્રકરણ ૧૯૬ મું.

## જેવાં બચ્ચાં તેવું છુટાપણું.

જાંહગીર લંગડો પોતાના બાપને રૂસ્તમ અને આઇમાયના પ્યારની વાતથી અચરત કરવા ધારતો હતો, પણ હોરમજશાહ શેઠ તો તે વાત આગમચની જાણેછ એમ સાંભળીને જાંહગીર પોતેજ અચરત થયો.

"જો સાંભળ જાંગલા," શેઠ પોતાના હંમેશના કાયલી દીકરા સાથ ઘણી છુટથી એકરાર કરવા લાગ્યા. "તું એમ ના જાણતો કે રૂસ્તમ અને આઇમાય વચે બંધાતો જતો છુપો પ્યાર મેં આજેજ જોયોછ. એઓ વચેની પ્રીત એઓ પોતેજ એકેકને કહી શક્યાં નથી, એટલાં એઓ સંભાળીને ચાલ્યાંછ, તોપણ એઓનાં મનમાં શું છે તે હું તો આગમચનું સમજી ગયોછ ને તેથી હું આગમચથી તૈયાર થઇ રહ્યોછ. રૂસ્તમ આપણી આઇનો ઉમેદવાર છે એમ ઘણા દાહડાનો મારા મનમાં વેહમ હતો, તેથી તો હું આજે કારખાનામાં એને લઇ બેઠો અને જોકે એના લગનની વાત મેં કાહાડી નહી પણ તે વાત પોતાની મેળે નિકલી ત્યારે એનો ભેદ પામી જવા મેં એને વાતપરથી વાત લાવીને પુછ્યું. હું ઘણા મહીના થયા જે માજનું જોતો આવ્યોછ તે આજે એણે બરૂબરૂ કબૂલ કીધું."

"પણ ત્યારે તમારીબી એ વિષે અગાઉની મરજી હતી!"

"હા. એ બે જણાંઓ વચે બંધાતી દોસ્તી હું બારીકીથી જોતો રહેલોછું. અને હું તેમાં ખુશીછું તેથીજ મેં તેઓને ધીરે ધીરે દોસ્તી કરવા દીધીછ. તેઓની દોસ્તી મજબુત થવાની મેં તકો બામબા વધારી આપીછ અને તે એટલાજ માટે કે જ્યારે વખત આવે ત્યારે એ બે જણ પરણે એવી મારી ખુશી હતી. મારી પકી ખાતરી છે કે આઇનો હાથ લેવાને રૂસ્તમ કરતાં વધારે લાયક બીજો કોઇ મળવાનો નથી."

"પણ બાવા એમ છોકરા છોકરીઓ ભેલાય અને દોસ્તીમાં પડે તે તમોનેતો પસંદ નહી હતું?"

"તે તો જેવા છોકરા ને જેવી છોકરી. બીખુભાઈ કે વીકાભાઇ આપણા ઘેરમાં આવતા તેઓને આઇમાય સાથ ભેળાવા દેવાની મારી ખુશી નહી હતી. તારાં માયના સગા દાખલ તેઓને અંહી આવવાનો હક હતો પણ મેં તેઓને આઈ સાથ ભેળાવાની સામે ઘણી સંભાલ રાખી હતી. પણ એક કેળવાયલો, એટલે કે માત્ર શિખેલોજ નહી પણ નીતિના કાનુનમાં કેળવાયલો, જે પોતાની દોસ્તીનો આડો ઉપયોગ કદી નહી કરે અને માબાપની મરજી વગર મનમાં એક આડો વિચાર ઉતરવા નહી દેય, તેવા છોકરા ઉપર એક બારગી આપણો વિચાર નહી હોય તોપણ તેને આપણાં બચ્ચાં સાથ ભેલાવા દેવા જેટલો આપણે વિશ્વાસ મેળી શકીયે. આપણે તેઓ વચેનો એખલાસ ચોકાશીથી તપાસતાં રહીયે તો બીજી કાંઇ ચિંતા નથી."

"પણ બાવા, રૂસ્તમ બિચારો ગરીબ છે તે?"

"તેની મેં આગમચથી સંભાલ રાખેલી છે. રૂસ્તમ ગરીબ હતો, પણ હવે ગરીબ રહ્યો નથી. તે શક્તિવાળો થયોછ, પણ હજી વધારે શક્તિવાળો થશે. આપણા કારખાનામાં એનો ॥ ભાગ છે, તે વધારીને હું ॥ા કરીશ, એટલે કે મારા સરખો ભાગિયો કરીશ. વળી આઇને ગીતમાં વાંદરાનો આપણો બંગલો આપીશું, ત્યાં રૂસ્તમ આઇની સાથે રેહશે અને જ્યારે આપણને ત્યાં હવા ફેરફાર કરવા જવું હશે ત્યારે દીકરી ને જમાઇના પરોણા દાખલ આપણ જહશું."

"બાવા વાંદરેના આપણા બંગલામાં આઇમાય અને રૂસ્તમ જાણેકે વસેલાંછે અને બેહુ જણાં જાણેકે મારી મમતાથી માજવત કરેછ એમ મેં ઘણી વખત સ્વપનું જોયલું છે." તેણે પોતાના બાપને પુછયું "ત્યારે તમે ખામખા મારેજ વાસ્તે કેથી આ ગોઠવણ રચીછ?"

"મેં કાંઇ ગોઠવણ રચીજ નથી" હોરમજશાહ શેઠે પોતાના દીકરાને ખાતરી આપી. "પોતાની મેળે કુદરત જે રસતો લેય તે મેં લેવા દીધોછ. તારી બેહન પેસુ બાટલીવાળા સાથ પરણી ગઈ હતે તો તું એટલો સુખી નહી થતે."

"મને તો એ બાટલીવાળા ઉપર એટલી ચીહીડ ચઢીતી કે જો મારા હાથમાં આવ્યો હતે તો હું એને સલામત જવાખી નહી દેતે." જાંહગીરે તે કારજની નાપસંદગીમાં બાપને મળતુંજ મત આપ્યું. પણ તેણે ફિકર બાતાવી કે "બાવા, માયજી એ વિષે શું કેહશે? આઇમાય અને રૂસ્તમની ખુશી વચે તેવણ રખે આડ આવે? તેવણ ભીખુભાઇના મોતની ખબર સાંભલીને શેઠબાવાને ત્યાં બેસવા ગયાંછ, પણ તેવણની ગેરહાજરીમાં જે આઇમાયનું કારજ રેધાઇને સંધાઇ ગયુંછ તે તેવણને ગમશે નહી."

"તારાં માય રૂસ્તમને ચાહેછ, વાસ્તે મને તે વિષે ફિકર નથી" તેના બાપે તેને ખબર આપી. "પણ તારાં માયને જરા નાસિપાસી થશે ખરી, કેમકે તે તો તેની દીકરીને માટે મોટાં ખાનદાનના સાસરાં વાસરાં શોધેછ. માટે ખટલીની એ નાસિપાસી જરા શાંત કરવી પડશે અને પછી એકુ દાહડામાં તે નાસિપાસીની જગ્યા ખુશાલી લેશે."

અગર જો આઇમાયે આ ખુશ ખબર પોતાની માને કહી નહી હોય તો પોતેજ તે ખબર "ખટલી" ને પોંહચાડવા શેઠ ગયા, પણ તેવણને દિવાનખાનાના બારણા આગળજ આઇમાય મળી. તે બાપને જોઇને શરમાઇને ઉભી રહી ગઈ અને તેના ચેહરા ઉપર કુદરતી લાજનો રતાસ ચહડયો.

"કેમ દીકરી આઇ?" હોરમજશાહે તેને હસીને બોલાવી. "તું તો મને આજે સહવારે કેહતી હતી કે કોઇબી ઘણી તારો વર થવા માગે તો તેને મારે એકદમ ના કેહવું અને તુંને પુછવુંબી નહી, ત્યારે તુંતો આજને આજ એક ઉમેદવારને પસંદ કરી રહી?"

આઇમાયના ભરાઇ આવેલાં હૈડાંથી જવાબ દેવાયો નહી. તેની આંખોમાં પાણી આવી ગયાં અને તે પોતાના પિતાની વ્હાલી છાતી ઉપર પોતાનું માથું ટેકી મુગી મુગી રડવા લાગી.

"દીકરી, બીહ ના." હોરમજશાહે તેને બોલવાની ફરજ પાડવા વિના ધીરજ આપી "હું બધું જાણુંછ ને તુંને બચાવ કરવાની જરૂર નથી. રૂસ્તમને મેંજ અંહી મોકલ્યોછ અને તમે બેહુની પસંદગી મને પસંદ છે. ખોદા તમો બંનેનું જોડું સુખી કરો!"

"પણ બાવાજી, માયને હું એ વાત કેમ જણાઉં? રૂસ્તમને પસંદ કરવા સારૂં માયજી મને ઠપકો આપશે, પણ રૂસ્તમ મને પોતાની મેળે ગમતો આવ્યોછ, હું કાંઇ તેને ખામખા પસંદ કરવા બેઠી નથી. તે મને પસંદ છે તેમાં મારો કાંઈ વાંક નથી."

"રુસ્તમનો બચાવ પણ એજ છે, આઇ" તેના બાપે તેને ધીરજ આપવી ચાલુ રાખી. "મને પણ એ છોકરો પસંદ છે તેમાં મારો પણ વાંક નથી. મનની એ પોતાની મેળે ગયોછ, હું કાંઈ એને આમખા પસંદ કરવા બેઠો નથી."

પોતાની ધણિયાણીને સમજાવવાનું હોરમજશાહે માથે લીધું અને પાર પાડ્યું. ખરશેદબાઇને પોતાની દીકરીને મોટે ઠેકાણે પરણાવવાની મોટી ઉમેદવારી ભરેલો ઘણો અભખરો હતો, માટે ગુલી ગરીબના દીકરા સાથ તેને પરણાવવાને તેવણ એકાએક રાજી થયાં નહી. પણ પોતાના એક પુરા દીકરા જાંહગીરમાં ખરશેદબાઇનો સઘળો જીવ ભરેલો હતો અને તેવણને ધીરજ આપવાને જાંહગીર વિષેનું બાહનું તેવણને ખાતરી ભરેલું થઈ પડ્યું. હોરમજશાહશેઠે સમજણ પાડી કે આઈમાયને કેધે બાહાર આપી હોત તો તે તદન બીજે ઘેર જાત તથા માબાપથી તદન જુદી અને દુર પડત, પણ ગુલીના દીકરા સાથ પરણાવ્યાથી ઘેરનું ઘેર જલવાશે, કાંકે જાંહગીરને માથે આપણ માબાપ છીયે ત્યાંસુધીતો સહુ ઠીક છે, પણ આપણે દુનિયાં છોડીને જવા પછી તે એકલો પડે તેના કરતાં આ નવી સગાઇથી તે પોતાના બેહન બંનેવી સાથ જોડાયલો રેહ અને તેઓ તેને પોતાની સંભાળમાં રાખે તો એ દર્દી દીકરાનો બાકીનો ભવ સુખમાં ગુજરે. "ખટલી, ખોદાના શુકર કર? જે થયુંછ, તે ઠીકજ થયુંછ, ખટલી."

આ પાછલી તકરાર "ખટલીના" ધ્યાનમાં બહુ ઉતરી અને મોટાં ખાનદાનનો ખ્યાલ મનમાંથી કાહાડી નાંખીને "ખટલી" પોતાની દીકરીને ગુલી "ગરીબ" ની વહુ બનાવવાને ખુશી થયાં.

તેવણે રુસ્તમને તે ને તેજ સાંજે બાંગમાં શોધી કાહાડીને "હોશઆવ દીકરા રુસ્તમ" કરી હાંક મારીને ઓવારણાં લીધાં. રુસ્તમને હોરમજશાહશેઠે "દીકરા" ના બોલકારથી અત્યાર અગાઉ ઘણીવાર બોલાવ્યો હતો પણ ખરશેદબાઇએ તો આજેજ તેને "દીકરા" કરી બોલાવ્યો.

"રુસ્તમ તું મારી દીકરીને સુખ દેખાડશે કે? તેને ચાહીને તારા જીવની પેઠે જાળવશે અને ખરા પ્યારથી જીંદગી સુધીનું માન આપશે કે?" ખરશેદબાઇએ પોતાના દિલથી ખાતરી કરવા માંગી.

"માતાજી, મારા પ્રાણ કરતાં વધારે હું એને ગણીશ અને તેના ખરાં પર્ણાનથી હું સોગંદ લઇશ."

તે સાંજે હોરમજશાહશેઠના ઘેરમાં કદી નહી દીઠેલો એવો આનંદ હતો. જમવાના વખત અગાઉ છોકરાં ઘેરના દિવાખાનામાં સરેસતા મુજબ એકઠાં થયાં ત્યારે જાંહગીર પોતાના દર્દ બિછાના ઉપર તદન ખુશહાલ હતો, તેની નિશાની એ કે આઈમાય અને રુસ્તમને તે પેટ ભરીને ચીહીડવવા પડયો હતો.

વાંદરેનો બંગલો રુસ્તમને ભેટ આપવો અને આઈમાયને ત્યાં રાખવી એવી શેઠની ધારણા જાંહગીરેજ તેઓને જાહેર કીધી અને માબાપ દૂર વાતે બેઠલાં હતાં તેમને સંભળાય નહી તેમ જાંહગીર પોતાની ખુશબખ્તીનું ગોયા ગોખ્યારૂં લઈ બેઠલો હતો.

"રુસ્તમ તું જાણેછ કે હું શું કરીશ તે? વાંદરેનો બંગલો તારો, પણ તેમા ધણી ને શેઠ હું હોકે? હું તો ત્યાં પડયો પાંથર્યો રેહવાનો. હું મારે ગમે તેમ સાહેબી ચલાવવાનો. મારા ધારા પ્રમાણે બડબડ બડબડ કરવાનો ને તમો લોકોને કકડાવ કકડાવ કરવાનો. રુસ્તમ, બોલ, તુંને એ બધી શરતો કબુલ છે?"

"મને કબુલ છે, એટલુંજ નહી પણ એ શરતો તો સામી મારે તારી સાથ કરવીછે." રુસ્તમે કબુલાત આપી. "તું જો મારે ત્યાં સદાનો આવીને ધામો નાંખે નહી, અને તું જો ત્યાં પોતે બડબડ બ-

ડખાડ કરે નહી, તથા અમોને ફફડાવ ફફડાવ કરે નહી તો અમારે ત્યાં રેહવાનું સહી નહી."

"એટલુંજ નહી પણ હું જીવું ત્યાંસુધી વાંદરાના બંગલામાં વસું એટલુંજ નહી પણ ત્યાં જેજે કાંઈ છે તે પર મારો હક હો? જીવતું કે નીર્જીવ સહુનો ધણી તું ને વાપરનાર હું! મર્યાઉં! મર્યાઉં! કરતાં બચ્ચાં આવે તેબી બધાંનો બાપ તું પણ બપાવો હું. તે બધાં મારાં બચ્ચાં ગણાય અને હું તેમનેબી રડાવ્યા કરીશ, ને આઇને તોબા તોબા બોલાવીશ."

"શાબ, શાબ, જાંગલા" રૂસ્તમે જાંહગીરને આ ફાટી ફાટી શરતો બકતાં અટકાવ્યો "એ બધી શરતો મને કબુલ છે પણ તારી બેહનની મરજી પુછી કે? તેનો સરખો ભાગ છે, માટે આઇને એ શરતો કબુલ છે કે?"

"આઈ! આઇ કોણ થાયછ? તેને તો હું પુછુંબી નહી" જાંહગીરે આઇનો તુચ્છકાર બતાવ્યો પણ તે તેને બીજવવા સારૂંજ.

"પણ તુંને ખબર છે કે?" આઇએ ખુશ મિજાજથી તાણો માર્યો, "હમણા તો રૂસ્તમ બધું હા કેહશે, પણ મારી જો મરજી નહી પુછશે કેની તો હું સત્તા ચલાવતી થવશ ત્યારે તુંને ભારી પડીશ ને માહુ માહુ બોલાવીશ, નહી તો અગાઉથી મારા કાલાવાલા કર."

"અરે બેસરે! તારા ભાર પડયાછ. હું ઘેરના ધણીને હાથમાં લેવશ તો પછી તારૂં શું ચાલવાનું છે?" જાંહગીરે હજી બેહેનને બીજવવાનું ચાલુ રાખ્યું. "તે કરતાં, જ્યારે તું દીકરાની મા થશે ને તેને હું મારૂં નામ આપવાને રાજી થવશ તો વળી જરા તુંને ખુશી કરવા તારી મરજી પુછીશ, તેબી જો તું મારી સાથ પાધરી ચાલશે ને મારી ચાકરી કરી મને ખુશી રાખશે તો, નહી તો હું મારી મેળેજ હું તારા દીકરાને મારૂં નામ આપી દેવશ."

"એ શી ગડબડ?" અંહી જરા ખરશેદબાઇએ જાંહગીરને ધમકાવ્યો અને "જાંહગીર ઘેલો થયોજ, ઘેલો!" એમ આઈમાય ખરેખર બીજવાઇને ઉઠી ગઈ.

"હું આજે ખરેખર ઘેલો થયોછ માયજી" જાંહગીરે ટેકો આપ્યો. "પણ તે હરખ વા છે, હો. આજે મને ખુશાલીનું હરખું લાગ્યુંછ."

---

## પ્રકરણ ૧૯૭ મું.

## રૂપીયા પેહરાવ્યા—પણ તે કેમ!

જમીને ઘેર જતી વેળા ખરશેદબાઇએ રૂસ્તમને રૂપીયા પેહરાવવા માંગ્યા—એટલે કે સાટું નકી અને નહી ટુટે એવું નકી કરવા માંગ્યું.

પણ રૂસ્તમે ના પાડી! આ વખતે તેને તેની મા યાદ આવી. આ કબાલા વિષે ગુલી ગરીબની મરજી શી હતી? શું આ સાટું તે ના પાડશે? શું રૂસ્તમની મા આવી સરસ વહુને માટે નાખુશ થશે? નહી. રૂસ્તમ તેમ માનતો નથી. પણ એક કારણથી તેની મા નાખુશ થાય—કદાચ તેને પરણાવવાને નાખી કેહ—તે કારણ એજ કે રૂસ્તમ પોતાની વ્હાલી માની મસલત પુછયા વગર આમ પોતાની સગાઈ નકી કરે તો. પોતાની માને પુછયા વગર જેણે આખી જીંદગીમાં એક પગલું ભર્યું નથી, તે આજે આખી જીંદગી બદલી નાખવા સરખું પગલું પોતાની માને પુછયા વગર કેમ ભરે?

રૂસ્તમ તેવો નહી હતો. તે સમજતો હતો કે આ નવી સગાઇમાં તેનો એકલાનો સંબંધ અને એકલાનોજ લાભ

નહી હતો. આઈ રૂસ્તમની બાયડી પણ ગુલીની "વહુ" થવાની હતી. રૂસ્તમ તેનો વર બનશે, પણ ગુલી તેની સાસુ એજ સંબંધથી બનવાની, તો શું સાસુનો હક કાંઈજ નહી? રૂસ્તમની ખાતરી હતી કે આવી એ વહુની પસંદગીમાં તેની મા તેની સામે થશે નહી. પણ તેની મરજી અને પરવાનગી પુછયા વગર નક્કી કરી પોતાની માનવંત માવતરને તે અપમાન શા માટે આપે? તેણે આજ પેહલે દાહાડે રૂપીયા પેહરવાને ના પાડી અને ઘેર જઇને આજની ખુશ વધાઇ પોતાની માને જાહેર કીધી.

બીજે દાહાડે રૂસ્તમ હોરમજ બાગમાં ગયો ત્યારે "રૂપીયા પેહરી આવ્યો" અને તે પોતાની વ્હાલી માની ખાસ પરવાણગીથી પેહરી આવ્યો. જેમ પોતે રૂપીયા પેહરી આવ્યો તેમ આઈમાયને પોતાની માની આપેલી એક વીટી પેહરાવી આવ્યો અને ધણી ધણીયાણીનું જોડું નક્કી થયું.

"શેઠબાવા" ના બીજા "નાન્લાશેઠ" ભીખુભાઇના મરણના સમાચાર આપણે સાંભળ્યા ખરા, પણ તે ખોટા પડયા. ખરશેદબાઈ અને બીજાંઓ મનચેરજી "શેઠ"ને અને મેહરબાઇને દિલાશો દેવા વગેરે ગયાં હતાં પણ ભીખુભાઈ જે બાહાર આમેગામ ભટકતો હતો ત્યાં તે ખરેખર મુવોછે કે જીવેછે તેની તેના માબાપને પોતાને સત્તાવાર ખબર કશી મળી નહી હતી.

આ માઠા સમાચાર જેમ એક અફવારૂપે ગામને જણાયા હતા તેમજ શેઠબાવાને અને શેઠાણી માને પણ જણાયા હતા. તેમનો ગમ ભારી હતો; પણ તે દીકરો મરી જવાના કરતાં, તેમનો વખત એવો ખરાબ આવ્યો કે તે વિષેની ખરેખરી હકીકત વટીક તેમને કેહનાર કોઈ નહી હતું. તેથી તેમને ઉદાસી વધારે લાગી હતી.

કરાંચી, લાહોર, વગેરે ગામોમાં જ્યાં ભીખુભાઈ છેલ્લો સંભળાયો હતો ત્યાં શેઠબાવાએ તાર કીધા કે તેમનો દીકરો ખરેખર મરી ગયોછે કે જીવેછે તેની કોઈ ખબર મોકલે. તેના જવાબમાં પેહલાં ખબર આવી કે તે મરી ગયો ખરો, અને તે ખબર ઉપરથી મેહરબાઇએ પોતાના ધારા પ્રમાણે પાથરણું માંડયું તથા પોતાનો ગમ ગામને બતાવવા સારૂ જેમ કુટાયું તેમ કુટયું. પણ વળી બે ત્રણ કલાકમાં લાહોરથી સત્તા ભરેલો તાર આવ્યો કે ભીખુભાઈ તો જીવેછે અને સારી પેઠે છે, એટલે ઓટલો અને પાથરણું ઉચકી નાખવામાં આવ્યું અને મેહરબાઇનું મોહડું પાછું હસતું થયું.

જે દાહડે આપણો રૂસ્તમ નહી અદરાયો એટલે કે જે દાહડે હોરમજશાહ શેઠે તેની વાત સાભળીને તેને પોતાને ઘેર આઇમાય કને મોકલ્યો અને આઇમાય સાથનું તેનું જોડું સંધાયું પણ તેણે રૂપીયા પેહરવા ના પાડી તેજ દાહડે ભીખુભાઇના મોતના સમાચાર આવ્યા. પણ બીજે દાહડે જ્યારે રૂસ્તમ અદરાયો એટલે કે તેણે રૂપીયા પેહર્યા તે દાહડે તો ભીખુભાઈ જીવતો હોવાની ખબર આવ્યાં ગામમાં પાછી ફરી વળી—એટલે કે એક લેખે ગુલી "ગરીબ" ના બખતાવર બેટાનું શુભ મુહુરત તેના આ કટ્ટા વેરીના કુટુંબને પણ ફળદાયક થયું.

ગુલી "ગરીબ" ના કુટુંબની હોરમજશાહ શેઠના કુટુંબ સાથની માન ભરેલી સગાઇ જાણેકે કોઇનેબી અવડ નહી થાય એવું ખોદાતાલાએ ધારેલું હોય તેમ તે દાહડે ભીખુભાઈના મોતના માઠા સમાચાર આવેલા ખોટા પડયા. શેઠના ખરશેદબાઈ ખામખા મેરબાઇને ત્યાં બેસવા ગયલાં ત્યાંથી પાછાં ફર્યાં ત્યારે એકગમથી તેવણે પોતાના ઘેરમાં પોતાની દીકરીની વધામણી સાંભળી અને બીજીગમથી વળી તેજ વખતે ભીખુભાઈ મરી

ગયો નથી એ વધામણીઓ તેવણના કાનપર આવી.

બીજે દાહડે આ બેહુ વધામણીઓ આખાં ગામમાં ફરી વળી, પણ ગુલી "ગરીબ"ના સુખ અને સુભાગ્યના વર્તમાનની વધામણીએ શેઠબાવાના સંકટની વાતોને ઢાંકી નાખી. મનચેરજી "શેઠ"ની મુસીબતોની વાતો સેજ થઇને વીસરાઈ ગઈ; પણ હોરમજશાહ શેઠની સુંદર પુતળી આઈમાયની ગુલી ગરીબના ડાહ્યા દીકરા રૂસ્તમ સાથની સગાઈની વાત તો ઘણા દિવસ સુધી મંડળીમાં ચર્ચાની મુખ્ય બીના થઈ પડી.

જેમ જેમ લગ્નનો દિવસ નજદીક આવતો ગયો તેમ તેમ આ ખુશ ખબરો વધતી ને વધતી ચાલવા લાગી. ગુલીએ પોતાના સાણપણથી, તેના દીકરાઓએ પોતાની કાબેલિયતથી અને અગત્ય કરીને આપણા રૂસ્તમે પોતાના ઉમદા ગુણોથી પોતાની આસપાસ એટલો પ્યાર અને મર્તબો મેળવ્યો હતો કે તેના ભાગ્યના આ નવાં ચક્ર ઉપર કોઈ તેને માટે દલગીર થયું નહી. તેના કારખાનાની નાની દુનિયાંમાં તો ગોયા કોઈ નવો સેતારો ઉગ્યો હોય તેમ ખુશી પેદા થઈ. "દાદર સભા" જ નહી પણ ત્યાંનું આખું ગામ એ બનાવની ખુશાલી ગાવા પડયું.

માત્ર શેઠબાવાના એકજ કુટુંબને આ બનાવથી બળાપો થયો. પણ પોતા ઉપર આવી પડેલા તરેહવાર સંકટો અને ગજબો આગળ તેઓને ગુલીની અથવા તેના દીકરાઓની અદેખાઈ કરવાની હવે ફુરસદ નહી હતી. તેઓ પોતાની જંજાળમાં એટલાં પડેલાં હતાં કે પારકાંની પંચાતીઓ ઉપર ધ્યાન આપવાનો તેમને અવકાશજ નહી હતો.

જોડું નકી કીધા પછી લગ્ન નકી થયાં. "વેહા વાજન"ની ગુલીને સલાહ આપનાર ફકીરો અને જીવી હતાં, અને તીર્થવારના સઘળા અવસરો ગુલી ગરીબના આ ગરીબ ગામડિયાં પડાશીઓ જેમ સુઝવતાં તેમ ગુલી ઘટતી ગોઠવણોથી આપ લે અથવા મોકલચાકલ જે કાંઇ કરવાની હોય તે કરતી. પણ ગુલીએ પોતાનાં ઘેરમાં બનેલાં આગલાં મોત વેળા બતાવ્યું હતું કે તે ફિશ્યારીના ખર્ચોની વીરૂધ હતી, તેવાં ગંભીર ટાંકણા ઉપર એ ખરી "ડાહી બાઇએ" કાંઇ ઠાલા ખર્ચો કીધા નહી, તો આવા ખુશાલીના પ્રસંગ ઉપર શું તે ખોટી ફિશ્યારીઓને આધીન થાય? "અમારો દીકરો ને તમારી દીકરી" અને "તમારાથી થાય તે તમે કરજો ને અમારાથી થાય તે અમે કરશું" એજ પોતાના વેહવાઈ વેહવાણ સાથ ગુલીની સમજુતી હતી અને તે તેણે પાળી હતી. ગુલીની હાલત હજી તો હમણા સુધરીછે તે તેના વેહવાઈ વેહવાણો જાણતાં હતાં. તેઓએ ખચીત પોતાની દીકરીને પૈસાપર તો પરણાવી નથી—તેઓને પૈસા ટકાની કશી હાજત પણ નથી—એટલે તેઓએ સરસમાં સરસ જમાઇનો હાથ લેવાનીજ દરકાર કીધી અને તેની રીત પગરણનો ખ્યાલ વટીક નહી કીધો.

---

## પ્રકરણ ૧૯૮ મું.

## એક સાજન, એક સરઘસ અને એક સવારી.

લગ્ન ધામધુમથી થયાં.

ગુલીનાં સગાંઓ કોઈ નહી હતાં, પણ અત્યારસુધીમાં તેના અને તેના દીકરાઓના દોસ્તો ઘણા વધ્યા હતા. અને તેઓ સઘળા "સાજનની મીજલશમાં પાન ગોલાબ લેવાને તથા તેજ ઠેકાણે રાતના જમવાને" સિધાવ્યા હતા. વાંચનાર તે વખત યાદ કરશે કે જ્યા-

રૂ ગુલીના ઘરને એટલે એક ફકીરો અને એક પડોશી દારૂવાલા સિવાએ બીજો કોઇ દોસ્ત આવ્યો નહી હતો. આજે રૂસ્તમના લગ્ન આવાને "દાદર સભા" ના મેમ્બરોજ નહી પણ પારસી લીડરો, જડજો, બારીસટરો, ડાકટરો, પ્રોફેસરો, પરીક્ષકો, વેપારીઓ અને વછયાતો બિરાજયા હતા. તેઓ સર્વે રૂસ્તમજી શેઠના અને મી૰ સોહરાબજી બારિસ્ટરના અને પ્રોફેસર બરજોરના દોસ્તો, ભાઈબંધો શિક્ષકો, મદદગારો વગેરે હતા—જેઓ એદિલીથી આજના ખુશ હિંગામની ફતેહમાં સામેલ થવા આવ્યા હતા.

પણ હોરમજશાહ શેઠનો વગ અને દરજ્જો મોટો હતો અને તે પ્રમાણે તેવણ તરફની મિજલશ વધારે બાપકાદાર બની હતી. તેવણ તરફથી બેરોનેટ સાહેબ અને સઘળા શેઠિયાઓ સાજનની મીજલશમાં બિરાજયા હતા, તો જોકે લગ્ન છેક વાંદરે દુરવેર થયાં હતાં. મનચેરજી મોટાભાઈ અને તેવણના મેહરબાઈ પોતાના ખાનદાનને ઘણું ઉચું સમજતાં અને હોરમજશાહ માત્ર એક કારખાનાવાળો એટલે તેની પદવી ઘણી ઉતરતી ધારતાં હતાં, પણ હોરમજશાહ શેઠને માટે પ્રજા કેટલું માન ધરાવેછે તે તેમના માનને માટે હાજર થયલી આ મિજલશે બતાવી આપ્યું. મિજલશ ખચીત મોટી તો નહી હતી—હજાર બારસો માણસોના તેડાં નહી હતાં—પણ પારસી આલમનું સઘળું અતર અને અરક ગોયા રજુ થયાં હતાં. એથી બીજું શું જોઇયે?

શેઠના વાંદરાના કંપાંઉડમાં બે બંગલા હતા—નાના બંગલામાં વરરાજા હતો, મોટા બંગલામાં વહુની તરફવાળાં હતાં. બેહુનું સાજન એક થયું હતું અને બેહુની સઘળી મેનીજ શેઠની તરફથી થઇ હતી. વાંદરાના સ્ટેશન ઉપર અનુકુલ વખતે ત્રેનો હતી અને સ્ટેશન ઉપરથી મેમાનોને લાવવા માટે શેઠને ખર્ચે પુરાકલ ગાડીઓની સગવડ રાખેલી હતી. ગુલીની તરફથી બૈરાંઓની સઘળી મેનીજ જીવીની હતી, અને સાજનની વચેથી વરનીની સેસ ચાલી તે સેસ લઇને ચાલનાર ફકીરાની રત્ની મુખ્ય હતી.

રત્ની! હા સુંદર રત્નીના હાથમાં સેસની થાળી હતી. રત્ની જે ગામને મોહડે આટલીબધી વગોવાઈ હતી, પણ જેને પાછલથી જગતની બત્રીશીએ ઇનસાફ આપ્યો હતો—તેજ આજે ભર મિજલશમાં પાછી નજરે પડી હતી. ભીખુભાઇ અને રત્ની વચેની નાલેશી પછી રત્ની આજે પેહલવેહલીજ શેઠને બંગલે પાછી નજરે પડી હતી. તેની નિંદા સઘળી વિસરાઈ ગઇ અને તેની આબરૂ પાછી જેમનીતેમ સ્થાપી, તોબી શેઠના ઘેરમાં રત્નીનો પગ પાછો આવ્યો નહી હતો. આઇમાય અને રૂસ્તમના લગ્ને તે પગદંડો પાછો ચાલુ કીધો—આઇમાયની મેહરબાનીથી તે વધારે થયો.

આઇને પોતાની આ આગલી કોમળ સખી વિષે અસલથી ઘણી પ્રીત અને પાછલથી ઘણી દયા લાગતી હતી. તેણે ચાહીને રત્નીને પોતાના લગ્નનું તેડું કરાવ્યું હતું; પણ રત્નીની મેમાનદારી ઉપર ગુલી ગરીબનો હક વધારે હોવાથી તે રૂસ્તમને ત્યાંથી આવનાર હતી તેબી આઇમાયને એકસરખું ખુશીકારક હતું. પણ વળી આઇમાયે પોતાની સાસુ સાથ બોહસ લીધી હતી કે વરનીની સેસ એ સુંદરીનાજ હાથમાં સોંપવી; અને આઇમાયેજ પોતાની માથી હુજત લીધી હતી કે જેમ પોતાના કારખાનાના મુખ્ય માણસોને તેમજ ફકીરાને અને તેના કુટુંબને શેઠે જે કપડાં કીધાં હતાં તેમાં રત્નીના કપડાં આઇમાયને ગમતાં સુંદર કરાવવાં અને રત્નીએ તેજ કપડાં પેહરીને સાજનમાં શેશ લઇને આવવું.

રત્નીએ તેમ કીધું, અને તેનો કપડાં

ઝુપડાંનો ચડસ તેની દયાળુ દોસ્ત આઈમાયે આજે તેને પેટભરતો પુરો પાડયો. કેહવાની કશી જરૂર નથી કે પોતાની રૂપાળી ખુબસુરતીથી રની સાજન વચે બિરાજી નિકલી, અને તે કોમળાંગીના નિર્દોષ ચેહરા ઉપર ઘણી નજરો વખાણ અને મમતાજ નહી પણ દયા સાથ ખેંચાઇ ગઇ. જાંહગીર લંગડા ઉપર ઘણે વર્ષે રનીને જોવા સારૂ કેવી અસર થઇ વારૂ? એ લાડકા પણ સમજુ જુવાનના મનમાં રની વિષેના આગળા જુસ્સા જો આજે કાયમ રહ્યા હોત તો જાંહગીર રની તરફ કાંઈ જુદીજ નજરે જોત, પણ રની વિષેનો તેના દિલનો મર્જ, તેણે રૂસ્તમને ખાતરી આપી હતી કે, દુર થયો હતો; અને તેમ ખરેખર હતું. જાંહગીરે રની તરફ માત્ર હસીને જરાવાર જોયું અને પછી તે બીજી રીતે રોકાઇ ગયો.

લગનની બીજે દાહડે આઇમાયે ગુલી ગરીબના નાના ઝુપડાંમાં પોતાની સાસુના માનની ખાતર જવું એવી હોરમજશાહ શેઠે રૂસ્તમ સાથ ગોઠવણ રાખેલી હતી. આઇમાય મોટા મેહલમાં રેહછે માટે પોતાના ગરીબ સાસરવારાને ધિકારતી નથી એમ દેખાડવાની આ મુલાકાતની મતલબ હતી. તેને માટે સાંજનો વખત ઠરાવેલો હતો અને ઘોડાગાડીની એક નાનીસરખી સવારી નીકલી હતી. બે ઘોડાની ત્રણ ચારટો એકકી ફરવા નિકલે એ તે ગામડાં તરફ એક નવતરો બનાવ હતો અને તેથી રસતા ઉપર ગડબડ થઇ હતી. પેહલી ગાડીમાં રૂસ્તમ અને આઇમાય, બીજી ગાડીમાં હોરમજશા શેઠ અને ખરશેદબાઈ, ત્રીજીમાં જાંહગીર અને ફકીરો, એમ બેઠેલાં હતાં અને ઘોડાઓના પગલાં તથા ઘોડાવાળાઓની બુમથી રસતો લગાર ગાજી રહ્યો હતો. દરએક બંગલાના દરવાજા ઉપર આ ભાગ્યશાળી જોડાંને જોવા સ્ત્રી પુરૂષો એકઠાં મળેલાં હતાં અને રસ્તાઓને નાકે રાહદારીઓને પણ લગાર ખેંચાણ થયું હતું.

માહીમના પુલના છેડા ઉપર આ સ્વારી જોવાને ઉભેલા લોકોમાં પાઘડી ડગલી વગર ફક્ત મેલાં બદિયાન અને બીજાં મેલાં લુગડાંમાં વીકાભાઈ ઉભેલો હતો. પુલ ઉપરથી આ ફકડ ગાડીઓ ફડકડાવતાં કોણ આવેછે તેની આ "નાન્લાશેઠ" ને ખબર નહી હતી, પણ કોઈ મોટા અને નવાઇના માણુસ આવતા હશે એમ સમજીને બીજાઓને ઉભેલા જોઈ વીકાભાઈ પણ ઉભા રહ્યા. તેણે ઘણા બલાપા વચે જોયું કે આ સરઘસની પેહલીજ ગાડીમાં તો રૂસ્તમ અને આઇમાય હસતાં અને સુખી બેઠેલાં હતાં. તેઓ અંદરાયાં અને પરણ્યાં તે તો વીકાભાઇને ખબર હતી, પણ તેઓ વળી ગોયા તેને બાળવા સારૂ આજ રસ્તે આવેછે તેની તેને ખબર નહી હતી. આ દેખાવ તેને જોતા ગમ્યો નહી. તે ચાલી જવા કરતો હતો, પણ ગાડી ઘણી ઝડપથી આવી લાગી, અને તેને માટે વધારે અફસોસની વાત એ થઈ પડી કે તેના આ રખડતા હાલ ઉપર રૂસ્તમ અને આઇમાયની નજર પડી.

તેમની ગાડી પસાર થતાંજ વીકાભાઈ તેમને માટે કાંઈ બડબડયો. ખચીત તે કાંઈ દુવા અથવા શુકરગુજારીનાં શબ્દો તો નહીજ હોય. તેણે આ સુખી જોડાંને ગાલ દીધી. પણ તેથી શું થાવનું છે? અગરજો વીકાભાઇને જ્યારે તેના બાપે શિખવવા માંડયો ત્યારે તે શિખ્યો હોત, અગરજો તેણે પોતાના કામમાં મેહનત લીધી હોત, તો આજે જે જગ્યા રૂસ્તમે લીધીછે તે જગ્યા વીકાભાઇને મળત—તે આઇમાયના વર દાખલ તેની પાસે આમ બેસી શકત કે નહી તોપણ હોરમજશાહ શેઠનો ભાગિયો અને તેના કારખાનાનો ધણી તો તે થઈ શકત.

ગુલીનું ગરીબ ઘેર, જો કે એક ઝુપડું તો નહીજ હતું તોપણ આ મોટી સવારીને માટે નાનું હતું. ગાડીઓ તેના કંપાંઉડમાં દાખલ થઈ શકી નહી, પણ ગુલીના વહુ દીકરા તથા વેહવાણ દરવાજા-

માંજ ઉતર્યાં અને ગુલીએ દરવાજામાંજ પેહલાંને ભેટી તથા બીજાંને ઓવારણાં લઇ પોતાના ગરીબ ઘેરમાં આવકાર દીધો. માસી–દાસીએ આશ્કુ મીશ્કુંની થાલી તૈયાર રાખી હતી તે વડે વહુને વધાવી લાધી અને જીવીએ સર્વેને પેહરાવાના રૂપીયાનાં પડીકાં બાંધી રાખેલાં હતાં તે મુજબ વાતચીત કરીને પાછાં ઘેર જતી વેલા સેસ પાઘડીની પેહરામણી સાથે તેમને વિદાય કીધાં.

---

## પ્રકરણ ૧૯૯ મું.

## વધામણીમાં વધામણી.

રૂસ્તમ અને આઇમાયના લગ્નની વધામણીઓ હજી પુરી થઇ નહી હતી. ભલા માણસનું બુરૂં થાયછે તેમાંથી બીજાઓનું ભલું થાયછે, તો ભલા માણસનું ભલું પોતાની સાથે બીજાઓનું કેટલું ભલું કરતું આવેછે?

લગ્ન પછી ચાર પાંચ દાહડે સાંજને વખતે ગુલી પોતાના બાકીના બે દીકરાઓ સાથે પોતાના બંગલામાં વાતે બેઠી હતી—હવે મેહમનાં અગરવાળાં તે નાનાં ઘેરને ઝુપડું કેહેવું લાજમ નથી—તેટલાં ટપાલમાં એક કાગળ આવ્યો અને ગુલીના બાકીના દીકરા સોહરાબ અને બરજો તે વાંચવા અગાઉ તે ઉપર તરેહવાર અટકલ ચલાવવા લાગ્યા.

રૂસ્તમ તો પરણીને "ઘરીતો બારીતો" થઇ ચુક્યો. તે પોતાની વ્હાલી માથી જુદો વાંદરાખાતેના પોતાના નવાં મકાનમાં જઇ રહ્યો, તો જોકે પોતાની માનવંત માતાને પોતાની સાથે રાખવાની બોહસ કીધા વગર નહી જઇ રહ્યો. ગુલીએ પોતાના બીજા બે દીકરાઓને ઘરમાં એકલા નાખીને જવાની ના પાડી. રૂસ્તમ હવે મોટો થયો. પૈસાવાળો થયો, ઘરનો અને ધણીયાણીનો ધણી થયો, અને તેટલા માટે પોતાની માને પોતાના સુખમાં ભાગ આપવા તથા તેની બાકીની જીંદગી મોજ અને આસાએસમાં ગુજારવા દેવાને બંધાયલો હતો. પણ ગુલીએ પોતાના બે ગરીબ દીકરાઓને વીહલા મુકવાને ના પાડી. તેઓ કાંઇ બચ્ચાં નહી હતા, તેઓ કાંઇ હવે ગરીબ પણ નહી હતા, બંને ભાઇઓ રળતા કમાતા અને પાંચ પૈસે સુખી હતા—પણ હજી તેઓ પરણ્યા નહી હતા, જુદા પડયા નહી હતા, ત્યાં સુધી ગુલીએ તેઓથી જુદી પડવા ચાહ્યું નહી.

પણ લગ્ન પછી ત્રીજે દિનથી હોરમજશાહ શેઠની બાયશથી રૂસ્તમ પોતાની બાયડીને લઇને ઉત્તર હીંદુસ્તાનની મુસાફરીએ નિકલ્યો હતો અને ગુલીએ ધાર્યું કે આ કાગળ જે આવ્યો તે રૂસ્તમની પ્રવાસ-પત્રિકા હતી. પોતાના ઉનના કારખાનામાં બનતા માલનો ખપ અને બજાર શોધવા માટે હીંદુસ્તાનના વેપારના મુખ્ય સ્થળો ખાતે એક વાર મુસાફરીએ જવાનો રૂસ્તમનો ઘણું અગાઉનો ઇરાદો હતો. તે ઇરાદો બજા લાવવાને પોતાના આ લગ્નથી વધારે લાગ બન્યો અને જે ધંધાની મુસાફરી ધારેલી તે કામની સાથે મોજની પણ મુસાફરી થઇ પડી.

પણ ટપાલનો આ કાગળ જે પેહલાં સોહરાબે જોયો તે તો એકલા બરજોરને નામનો હતો, અને તે ઉપર "On Her Majesty's Service" એવી છાપેલી ઇધાણી હતી તેથી તે તો કોઇ સરકારી કાગળ જણાયો. વળી તે ઉપર મોકલનારની સહી કરેલી હતી અને તે કેળવણી ખાતાંના વડાની સહી હતી. એટલે તે કા-

ગળ રૂસ્તમનો નહી હતો અને બરજોરના કામનો હતો એટલું તો સિદ્ધ થયું.

બરજોર આ કાગળથી બીધો. બધા ભાઈઓમાં તે જરા બીહીકણ હતો. વડા તરફથી કાંઇ અફગી અને ઠપકાનો કાગળ તે સમજ્યો અને તે ઉકેલીને વાંચ્યા અગાઉથીજ બીહવા લાગ્યો. આ વખતે બરજોર પોતાની કાલેજમાં પોતાના ઓધા ઉપર જલદી ગયો નહી હતો. ભાઇના લગ્ન પછી બીજે દાહડે તેની રજા પુરી થઈ હતી, પણ તે રજા ઉપરાંત વધુ દાહડા મુંબઇ રહ્યો. લગ્નની ધામધુમ અને તે પછીની ખુમારીની લાલચ બરજોરને અટકાવી રાખવા માટે મોટી હતી. પણ વળી બે દાહડા પછી સોહરાબ પોતાનો બારિસ્ટરનો ધંધો કરવા માટે અમદાવાદ જવાનો હતો, તે જાય ત્યાંસુધી ગુલીએ બરજોરને પણ થોભાવ્યો હતો.

સોહરાબે બારિસટર થયા પછી મુંબઈમાંજ રહીને માખ મારવા કરતાં ગુજરાતમાં અને કાઠીયાવાડમાં પોતાને માટે ધીકતો ધંધો ખુંડી કાહાડયો હતો. એક બાજુએ સુરત, ભરૂચ, અમદાવાદ, રાજકોટ—બીજી બાજુએ થાણા, પુણા, સેતારા, બેલગામ વગેરે કોર્ટોમાં સોહરાબને સારી ઘરાકી હતી અને તે એટલીવારમાં તો સારૂં કમાતો થઇ પડયો હતો. તેની મુખ્ય "પ્રાક્ટીસ" અમદાવાદમાં હતી અને ત્યાં તે આવતી કાલે જનાર હોવાથી તેનેજ માટે બરજોર થોભ્યો હતો.

અલબતાં પોતાના વડાનો કાગળ તેણે ચિંતાતુર દિલે ઉકેલીને વાંચ્યો અને પછી વાંચવા સારૂં પોતાની મા તથા ભાઇના હાથમાં મેલ્યો. કેળવણી ખાતાંનો વડો પ્રોફેસર વાહીટ પરીક્ષાઓના કામસર મુંબઈ આવેલો હતો અને મુંબઇથીજ આ કાગળ લખેલો હતો. તે એલફીનસ્ટન કાલેજમાં પ્રોફેસર ઓાંગની સાથે રેહતો હતો અને ત્યાં આવતી કાલે સહવારે તેણે પ્રોફેસર બરજોરને કાંઇ અગત્યનાં કામસર મળવા બોલાવ્યો હતો. શું કામ હશે? બરજોરને તો લાગ્યું કે તેને ઠપકો આપવા, કદાચ તેને પદવી ઉપરથી ઉતારી પાડવા સારૂં આ તેડું આવ્યું હશે.

"જોયું કેની? એજ બરાબર બરજોરની ખાસિયત!" તેની બીહીક ઉપરથી સોહરાબે ઠપકો આપ્યો. "કાંઇબી બાબત બની તો એ પેહલાં મનમાં સારી વાત નહી પણ ખરાબ વાતજ સમજવાનો. મને જો ચીફ જસટીસનું તેડું આવે તો હું તો પેહલાં એમજ શમજુ કે મને જડજનો ઓધો આપવા બોલાવ્યો હશે."

"એ તો ખરૂં, પણ મને ડરેકટર સાથ લાગેવલગે શું કે તે મને તેડું મોકલે?" બરજોરે પોતાની બીહીકના ટેકામાં તકરાર લીધી. "સિવાએ કે મને મારી ગેરહાજરીને માટે ઠપકો આપવા બોલાવ્યો."

"વાહીટ તુને ઓાળખેછ તો ખરો?"

"એમતો આખા ઇલાકામાં જેટલા માસ્ટરો છે તેટલા બધાને તે ઓાળખેછ," બરજોરે હુજત લીધી. "પણ જેટલાને ઓાળખેછ તેટલાને તે સારૂંજ કરવાનો વિચાર રાખ્યા કરતો હોય અને તેમને બોલાવ્યા કરતો હોય તો ખાતરી રાખજો કે બિચારા વાહીટને બીજું કાંઇ કામકાજ મળેજ નહી."

"થઈ ચુકયું, માજી, તમે લખી રાખો કે બરજોર આજની રાત ઉંઘવાનો નથી." સોહરાબે ટકોર ચલાવી.

"પણ દીકરા સોહરાબ" તેની માએ તેને સાહુચેત રાખ્યો. "આ કાગળ કાંઇ પણ તાકીદી બતાવેછ ખરી."

"તાકીદનો કાગળ હોય તેથી ધાસતીબી હોય કે?" સોહરાબે બારિસટર ફાશિન માનવાને ના પાડી. "આ કાગળમાં ઠપકાની 'એવીડન્સ' કયાં છે? જો ઠપકો આપવાનો હતે તો એમાંજ લખતે. વળી તેને વાસતે મળવા બોલાવવાનું માનબી આપે કે?"

બરજોરને આખી રાત ઉંઘ આવી કે નહી તે તો કોણ જાણે, પણ સહવારના ઉઠીને ચા પીતાનીવાર તે ઉલટમાં ને ઉલટમાં પ્રોફેસર વાહીટને મળવા ગયો અને ગુલી પોતાના બારિસટર દીકરા સાથ એકલીજ વાતે વળગી.

"દીકરા, સોહરાબ, મને તારે વિષે એક બીહીક છે." ગુલી બોલી.

"મારે વિષે? તે શું વળી?"

"મારી નજરથી દુર દેશ પરદેશમાં રખે તું બિગડતો હોય? ગુજરાત અને કાઠીયાવાડમાં તારા સરખા એક સુખી અને શક્તિવાન જુવાનને બિગડવાની લાલચ ઘણી છે જો."

"વ્હાલાં માય સાચું માનજો કે હું સર્વે લાલચોને દુર કરી શકુંછ" સોહરાબે ઘણી ગંભીરાઇથી પોતાની માને ખાતરી આપી. "શું તમે એમ ધારોછ માતા કે તમારા જેવા હાથ તલે કેળવાયલું તમારૂંજ બચ્ચું આડું જાયબી? નહી. જુવોની રૂસતમ કેવો નિવડયોછ? બરજો કેવો છે? શું એ છોકરાઓ બિગડયાછ? ત્યારે હું કાં બિગડુ? હું તો હેકાર નથી કરતો, પણ એમ ધારૂંછ કે બધા ભાઇઓમાં નેકીનો નમુનો હું છું. ખરૂં કહુંછ માતા કે આ દુનિયાની મુસીબતો ભરેલી મંજલ તમારી સાથેજ અમે કીધીછ, પણ મોટા થઇને તે મુસીબતો ભુલી જવા સારૂં બચપણમાં અમે તે મુસીબતો સાગે લડયા નથી. પેલાં ઢેકાં ઢરિયાના રસતા ઉપર મંજલ કાપતાં પેલાં 'દુરના નુર' તરફ તાકીને જોયા કરવાની બેહસતી બાવા શિખામણ દઇ ગયા ત્યારે બધા ભાઇઓ સાથ હું હાજર હતો. તે શિખામણ મુજબ તમે રસતો કાપતાં સદા અમોને સાથેના સાથે રાખ્યાછ તો પછી તે પાર કરવાનો રસતો શું કદીબી અમે ભુલવાના છીએ?"

પોતાના વ્હાલા ખાવિંદની આ પવિત્ર યાદથી ગુલીની આંખોમાં પાણી આવ્યાં, પણ તે લુછી નાખીને પાછી વાત ચલાવવી બેઠી.

"પણ તારી આવક કેમ છે દીકરા?"

"તે દાહડે મેં તમારી ઉપર રૂ૫૦૦ મોકળી આપ્યા તે મારી આવકની સારી ઇધાણી તમે નથી ધારતાં માતા?"

"હા. તે રૂપીયા શું કામ તેં મોકલ્યા તે હું સમજી શકી નહી."

"તમારે વાસ્તે. તમારા પોતાના ખપને વાસ્તે. મારી પાસે મને જોઇયે તે કરતાં વધારે પૈસા થયા ત્યારે હું તે રાખીને શું કરૂં? મેં તમારી ઉપર મોકલ્યા."

"પણ હુંબી તેનું શું કરૂં? મનેબી તે જોઇયે તે કરતાં વધારે હતા."

"કાંઇ નહી કરો તો પાસે રાખીને જોયા કરો, માયજી."

"પણ, સોહરાબ, તું કાંઇ બચાવતો નથી કે?"

"હું તો ઘણું બચાવુંછ માતા, મને ૫૦૦ થી વધારે મહીને દાહડે પગાર પડેછ તે હું કાંઇ ખાઇ જતો નથી. હું એમ નથી કેહતો કે હું પોતાના જીવ સાથ વેહલા ભોગવુંછ. આગળ આપણે દાળ ને રોટલી અથવા ખુમલો ને પાણીથી પેટ ભરતાં હતાં તેમ તો હું નથી કરતો."

આ સુખની વાતો ચાલેછે તેટલામાં બરજો પાછો આવ્યો. પણ તેના હસતા ચેહરા ઉપરથી, તેના ચાલતી વખતના કુદકા ઉપરથી સોહરાબ તુર્ત સમજ્યો કે તે કાંઇ વધાઇનાજ વર્તમાન લાવ્યો હતો.

"સોહરાબ, તુંજ ખરો." બરજોર આવતાંનીવાર તેને શાબાશી દેવા પડયો. "માયજી, કાલનો કાગળ તો કેથો ખરી વધાઇનોજ હતો. શું ધારોછ? શી વધાઇ હશે?"

"કાંઇ પગાર બગાર વધ્યો હશે."

"નહી. મને વાહીટે પુછયું કે તુને મુંબાઇમાંજ પ્રોફેસર બનાઉં તે તું કબુલ રાખશે? એ કોણ ના પાડે? મેં તુર્ત હા પાડી અને મને નવી કાલેજમાં સાયન્સના

પ્રોફેસરની જગ્યાને માટે સરકારમાં લખવા કહ્યું."

"તીલ્લરી! બરજો, એ તો ૩૭૦૦ ના પગારની જગ્યા છે." સોહરાબ શંતોષના હર્ષમાં કુદવા લાગ્યો. "માયજી, તમારા દીકરાનું તો ફુકે કટિછે."

"હું ચોકસ ધારૂંછ કે આ નવાં સુખને માટે પણ આપણ હોરમજશાહ શેઠને આભારી છીયે." બરજોરે અટકલ કીધી.

એટલું બધું નહી હતું. પ્રોફેસર વાઈટે પોતેજ આ દરખાસ્ત કીધી હતી. પણ એક લેખે તેમાં હોરમજશાહ શેઠનો હાથ હતો. રૂસ્તમના લગ્ન ઉપર શેઠે જે સારા સારા અંગ્રેજોને નોતર્યા હતા તેઓમાં એક એ હતો. તેને શેઠ સાથ સારી ઓળખાણ હતી. તેણે ગુલીના દીકરાઓની ખુબીનાં વખાણ ઘણાં સાંભલ્યાં હતાં, તે તેમને લગ્નની મિજલસમાં જોઇને ખુશ થઈ ગયો હતો. બરજોને તો તે ઓળખતોજ હતો, માટે લગ્નને શુભ દિવસે એક નવરાસનો વખત જોઈ તે હોરમજશાહ શેઠને એક બાજુએ લઈ ગયો અને પોતાની મેળેજ ખાનગી રીતે પુછવા લાગ્યો કે "હું બરજોને નવી કાલેજમાં પ્રોફેસર બનાવવા માગુંછઉં, તમારૂં શું મત છે?" શેઠે પોતાની તરફથી એ ધારણાને પુરતો ટેકો આપ્યો, અને આ વધાઈ ભરેલા દિવસે એ વધામણી પણ પાર પડી.

---

## પ્રકરણ ૨૦૦ મું.

## ઊત્તર જતાં દખણ ગયાં.

રૂસ્તમ અને આઈમાય ઉત્તર જતાં દખણ ગયાં. તેઓ ખામખા ઉત્તર હિંદુસ્તાન જવાને બંધાયલાં નહી હતાં. તેઓ મુસાફરીએ નિકલ્યાં ત્યારે ઉત્તર હિંદુસ્તાનમાં જવાનો, આગરા અને દિલ્હીના મોગલાઈ માહલો અને પાદશાહી કબરોવાલાં નામીચાં શેહેરોની મુલાકાત લેવાનો તેમનો એરાદો હતો, પણ મુંબઇથી ઘણા દુર નહી ગયાં તેટલામાં તેઓએ એરાદો ફેરવી નાખ્યો અને ઉત્તરને બદલે દખણ હિંદુસ્તાન તરફ તેમની પેહલી મુસાફરી લંબાઈ.

કોઈ પણ લાંબી મજલને બદલે સ્ટેશને સ્ટેશન રેહતાં રેહતાં જવાની તેમને હોરમજશાહ શેઠે સલાહ આપી હતી કે જેથી આઈમાયને મુસાફરીની થાક ઘણી લાગે નહી. એ મુજબ રૂસ્તમ અને આઇમાયે પેહલે કલ્યાણીમાં ઉતારો કીધો કે જ્યાં રૂસ્તમના કારખાનાની આડત હતી અને તેથી "મેશ્યર્સ હોરમજશાહ અને રૂસ્તમજી" ની આંટ અને ઓળખ સારી હતી. કલ્યાણીના પુરાતન કસબામાં ચાર દાહડા રહ્યા પછી, રેલવેનો જે એક રસ્તો ઉત્તર જાયછે અને બીજો દખણ જાયછે તેમાંના પાછલા રસ્તાની ત્રેન આપણા જોડાંએ લીધી.

આઈમાયની મરજી પુણું શેહેર જોવાની થઇ, એટલે પોતાની મેળેજ દખણની મંજલ શરૂ થઈ. પુણેથી શોલાપોર અને હેદરાબાદ સુધી તેઓ ગયાં. ત્યાંથી બાંગલોર અને માઈસોરની મુલાકાત લીધી અને તે પછી મધરાજ તથા બીજાં દખણી મુલકોના નામીચાં અને મોટાં હિંદુ મંદિરો, જેની આખાં હિંદુસ્તાનમાં વિખ્યાતિ છે તેમની ભેટ લીધી. એ પછી પાછાં ફરતાં વળી તેઓ દખણ મરાઠા દેશમાં બીજાપોરની લાઈન ઉપર ચાલ્યાં, જ્યાંથી રેલવે મળી ત્યાંસુધી રેલવેમાં અને પછી તો પગ રસ્તે તેઓ છેક દખણ હિંદુસ્તાનના પશ્ચિમ કોસટા ભણી આવી લાગ્યાં.

આ રેલવેના જમાનામાં પગ રસ્તાની મુસાફરીની મોજ આપણે વિસારી દીધીછે,

પણ દખ્ખણ મરાઠા દેશમાં એકવાર એ મુસાફરીની મઝા જોઈ લેવાને આ મુસાફર જોડું ચુક્યું નહી. તેઓ જ્યાં જ્યાં જતાં ત્યાંથી પોતાની મુસાફરીના રમુજી હેવાલો પોતાના માતપિતા ઉપર મોકલતાં હતાં. તેઓનો છેલો એક કાગળ ગોવાનો લખેલો હતો જે ઉપરથી જણાયું કે તેઓ ફરતાં ફરતાં એ પોર્તુગીજ પાયતખ્તમાં જઈ લાગ્યાં હતાં. ત્યાંથી તેઓ આગબોટમાં બેસી રત્નાગરીના કોસટા ઉપર દરિયાઈ સફરનો અનુભવ લીધા બાદ સમુદ્ર મારગે મુંબઈ આવનાર હતાં.

ગોવાનો કાગળ આપણી આ વાર્તાને માટે અગત્યાનો હતો. તેમાં પેહલાં તો પોર્તુગીજ હિંદુસ્તાનનાં આ પુરાતન પાયતખ્તનો હેવાલ, "નાની ગોવા" અને "મોટી ગોવા"નું વર્ણન અને એવુંજ બીજું ઘણું હતું.

પણ એ સર્વ હેવાલનું આપણને કામ નથી. કાગળનો બાકીનો ભાગ આપણે માટે અગત્યનો છે તે આઓ હેઠલ ઉતારીયે છીયે.

"અંહી દેવલની સામે એક જાહેર બાગ છે; અને અમે ગઇ કાલ સાંજે ત્યાં ફરવા ગયાં હતાં. જરા થાક ચહડવાથી અમે એક બાંક ઉપર બેઠાં કે જે બાંકને બીજે છેડે એક લેડી બેઠેલી હતી પણ અમે તેની કશી ખબર લીધા વગર પોતપોતામાં વાત કરતાં હતાં. પેલી લેડી અમારી વાત ઘણી નહી તો થોડી થોડી સમજતી હોય એમ જણાયું અને જરાવાર અમારી વાત સાંભળ્યા પછી તે અચપુચ ભાગી તુટી ગુજરાતીમાંજ મારી તરફ ફરીને મારી સાથ વાત કરવા આવી. 'તું હોરમજશાહ શેઠનો છોકરી આઇમાય થાયછ કે?' તે મને ઓળખીને બોલી. રૂસ્તમ ચોંકી ઊઠયા અને મારો હાથ પકડી મને લઇ જવા માંગતા હતા. પણ પેલી લેડીએ ઈંગ્રેજીમાંજ મારા વરને કહ્યું કે 'મને જોઇને ઊઠીનો જાવો, હું તમોને ઓળખુંછું અને તમારી સાથ વાત કરવા માગું છું.' આ અરજ ઉપરથી અમે પછાં બેઠાં અને અમારી અચરતીનો પાર રહયો નહી.

"માતાજી, તમે શું ધારોછો? અમે કોણને મળયાં? એ કોઇજ નહી પણ પેલી આપણા શેઠબાવા મનચેરજી મોટાભાઇના ઘેરમાં તેવણનાં બચ્ચાંઓને કેળવણી આપવા રાખેલી મડમ લુસી હતી જેને માતાજી તમે 'લુછી લુસી કેહતાં' હતાં પણ જેની મેહેરબાઇ ઘણી વખાણ કરતાં હતાં. મારા રૂસ્તમને તેની ચાલ તુરત યાદ આવી કે અદુભાઇના ખુન પછી થોડાજ મહીનામાં તે મેહરીમાસીનો બીખુ અચપુચ જતો રહયો હતો અને તેની પછવાડે એ ફરંગન લુસી પણ મુંબઇ છોડી ગઇ હતી. અને તે પછી બન્ને કરાંચી અને લાહોરમાં સાથે ફરતાં જણાયાં હતાં. મારા રૂસ્તમને આવી એક સ્ત્રીની સાડે બેસવા ગમયું નહી, પણ તેનો ચેહરો જોઇને રૂસ્તમને અને મનેથી દયા લાગી આવી. ઓ માયજી! તેના બિહામણા દેખાવનું હું શું બયાન કરૂં! તેના ગાલના ડાચાં બેસી ગયલાં ચેહરો સોહરાઇ ગયલો, આંખમાં ખાડા પડેલા, અને તે જાણે કે મોતને કાંઠે આવેલી. 'તમે સીક છો, બાઇ?' રૂસ્તમે તેને પુછયું અને તે રડમસ ચેહરે બોલી કે 'હા, હું ઘણી આજારી છું. હું મરી જાવુંછું. હું કાલ પરમ સુધી જીવવાની નથી. ડાકટરે મારી આશા છોડી દીધીછે.'—'બીખુભાઇ તમારી સાથે હતોની?' રૂસ્તમે પુછયું પણ એમ પુછીને પછી એવણ ઘણા પસ્તાયા. પેહલાજ વિચારમાં રૂસ્તમથી એમ પુછી દેવાયું પણ પછી તેવણે ધારયું કે એ સવાલ પુછવા જોગ નહી હતો. પણ આ સવાલથી મડમ લુસી લજવાઇ નહી. તે બોલી કે 'બીખુભાઇ મારી સાથે નથી—મુવો લુછો કોણ જાણે કયાં રખડતો હશે?'

"આ શબ્દો તે ઘણા ધિક્કાર સાથ બોલી. મેં પુછયું કે 'તમોને શું છે?' તે બોલી કે 'મને ખઇ છે અને ડાકટરો કેહછે કે હું તદન ખવાતી ચાલી છું. હું લાહોરમાં ચાકરી કરીને પેટ ભરતી હતી, પણ મને ડાકટરે ત્યાંથી દરિયાના કોસ્ટા ઊપર હવા ફેરફાર કરવાને ફરમાવ્યું. આ ગોવા મારૂં અસલ વતન છે. મારાં મા બાપ કે સગાંવ્હાલાં કોઇ નથી. મારા બચાવેલા સેજ પૈસા રહ્યાછ તે લઇને હું અંહી હવા ફેરફાર કરવા આવી પછો મેં જાણ્યું કે મારાં ફેફસાં તદન ખવાઇ ગયાંછે અને હું અંદરથી તો લગભગ મુવેલી છું, માત્ર

મારૂં ઓખું બાહારથીજ રહેલું છે.' મેં સલાહ આપી કે મુંબઇ જવું. પણ તે બોલી કે 'હું મરવાનીજ છું ત્યારે ગોવા અને મુંબઇ સરખીજ છે. હવે તો મારે મારાં વતનમાંજ મરવું ભલું.' રૂસતમે તે બિચારીને ઘણો દિલાસો દીધો અને જીવતી રેહવાની આશા આપી પણ તે બોલી કે 'મારે કાલ સુધી જીવવાની આશા નથી. અને હું જેમ જલદી મરી જાવું તેમ સારૂં.' પણ તેની અગાઊ વળી તેણે રૂસતમ પાસે માગી લીધું. માતાજી કે હું મરવા અગાઊ કાંઇ એકરાર કરવા માગુંછું. મરે હું જો તમોને બોલાવું તો મને તરતજ લઇ જશો સ્મશાનમાં આવશો?' રૂસ્તમે હા કહી અને લુસીએ અમારા સાહેબનું કહ્યું પુરૂં કીધું. પછી અમે તેની આગળથી ઊઠીને ફરતા ફરતા ગયા ત્યાંથી અમે દુરથી જોયું કે એક ફિરંગી જોગણ લુસીને બોલાવા આવી. વાંદરામાં જે બાયાંઓ "નન" લોકો વશેછે અને જે ગરીબ લોકોની મુફતની માવજત અને સારવાર કરેછે તે જાતની તે હતી. તે લુસીને હાથનો ટેકો આપીને ચલાવી લઇ ગઇ અને અમે જોયું કે તે ચાલવાને તદન અશકત હતી તથા ડગલે ડગલે ઊભી રહીને દમ ખાતી હતી.

"એ તો પરમ દાહાડે બન્યું. ત્યાર પછી આજ રાત્રે અમે ખાઇ ઊઠયા બાદ આપણો ચાકર હોરમલો અમોને કેહવા આવ્યો કે કોઇ મડમ મળવા આવીછ. રૂસ્તમ ઊઠીને તેને બાહાર લેવા ગયા, ને જોયું તો પેલીજ ફિરંગન જોગણ લુસીને ત્યાં રૂસ્તમને બોલાવા આવી હતી. એક અજાણ્યા ગામમાં રાતની વખતે એક ડાકણ જેવી ડોસીની સાથે એકલા જવા મારા વરને બીહીક લાગી નહી પણ હું બીધી. તોપણ રૂસ્તમે લુસીને કબૂનાત આપેલી હતી એટલે તેવણને જવાની ફરજ પડી. તેવણ સિધારયા પછી મેં આ કાગળ લખવા માંડયોછ, અને તે હું આંહી વેર પુરો કરી રહીછ તથા ૧૦ વાગ્યાછ તોપણ હજી રૂસ્તમ આવ્યા નથી અને મને તેવણની વાર જોતાં જોતાં બીહીક લાગેછે.

"કલાક ૧૧—રૂસ્તમ હમણાજ આવ્યાછે. તેવણ કેહછે કે મડમ લુસી કાલનો દિવસ જીવવાની નથી. તેવણને લુસીએ શું કામ બોલાવ્યા હતા તે એવણ મને કેહતા નથી ને તે જાણવા તથા તમોને લખવા સારૂં મેં આ કાગળ અમસથો અધુરો રાખ્યો. રૂસ્તમ કેહછે કે લુસીએ પોતાને વિષે અને શેઠબાવાના ઘેરને વિષે કાંઇ વાત કીધીછ, પણ તે મને કેહવા જોગ નથી અને તમોને પણ લખી જણાવવા લાયક નથી. તે વાતતો બાવજીને જાણવા જોગ છે તે રૂસ્તમ પોતેજ તેવણપર પરબાડી લખશે.

"મારા રૂસ્તમના ભાઇ બરજોરને નવી કાલેજમાં પ્રોફેસરની પદવી મળીછે તે જાણવાથી મને ઘણી ખુશી ઊપજીછે. મારી તરફથી મારા દેરને અને મારાં સાસુજીને મુબારકબાદી આપજોજી.

લા૦ તમારી બ્હાલી અને તાબેદાર

**આઇ[redacted]રૂસ્તમ ગાંધી.**

"**તા૦ ક૦**—આ છેકો માફ કરજોજી. મારીથી 'આઇ હોરમજયાહ' કરી સહી થઇ જતી હતી, તે હોરમજયાહનો હો૦ છેકીને રૂસ્તમનું નામ લખ્યુંછે."

ખરેખર તેમ હતું. આંઇમાયને પોતાના નામ સાથ પોતાના બાપને બદલે રૂસ્તમનું નામ જોડવાની હજી આદત પડી નહી હતી; અને જેમ એક વર્ષ બદલાયા છતાં આપણ કેટલાક દહાડા સુધી તારીખની સાથે જુનુજ વર્ષ લખ્યા કરીયે છીયે તેમ આઇમાય પોતાના નામ આગલ પોતાના વરને બદલે બાપનું નામ લખવાની ભુલ કરતી અને તે પાછું છેકતી તેથી રૂસ્તમને ઘણી રમુજ થતી હતી.

## લુસીને ઘેર રૂસ્તમ—મરતી વખતની અરજ.

મડમ લુસી સાથ રૂસ્તમની ઉપલી મુલાકાતને વાંચનાર એક અકસ્માતિક સંજોગ સમજશે. પણ શું તે ખરેખર એક અકસ્માત હતો? શું તે કોઇ ગેબી હાથે ગોઠવી રાખેલું ચોકઠું નહી હતું?

રૂસ્તમ આઇમાવને લઇને દખણમાં જવાનો નહી હતો અને તોપણ ઉત્તર જવાનો પોતાનો એરાદો ફેરવીને તે દખણ ગયો હતો—તે મુંબઇથી નિકળ્યો ત્યારે ગોવા જવાનું તેના સ્વપ્નામાં નહી હતું અને તોપણ તે ગોવા ગયો હતો. લુસી વળી ગોવાથી કાંઇ વર્ષોની જતી રહેલી હતી અને તેની આગળી તવારીખ જે આગળા સફાઓમાં આપીછે તે મુજબ ગોવા જવાનો તેનો વિચાર સ્વપ્નેબી નહી હતો, તોપણ તેવી ઉત્તર હિંદુસ્તાનમાં રખડતી રઝલતી આ વખતે ખામખા ગોવે જઇ લાગી. જાણે કે તેઓ બેહુની મળવાની સૂજત તેમને નહી ધારેલી રીતે અંહી લઇ આવી.

પણ વળી આ મુલાકાતમાં લુસીએ રૂસ્તમને એવુ શું કહ્યું કે જે તેની બાયડીને કેહવા જોગ નહી હતું, અને તેટલા માટે બિચારી આઇમાયે વાર જોઇને ખુલ્લો રાખેલો કાગળ તે બીના વગર રૂસ્તમે બંધ કરાવ્યો? ખચીત વાંચનાર વિચારશે કે તે કોઇ છુપો ભેદ હોવો જોઇયે—એટલુંજ નહી પણ તે કોઇ ભયભરેલો ભેદ હોવો જોઇયે. જે આઇમાવને કેહવાની બીહીક લાગે તેવો—જે રૂસ્તમને તેના ગૃહસ્થ દાખલના વિશ્વાસ ઉપર સોંપેલો એવો એ ભેદ હોવો જોઇયે.

અને તેમજ હતું. પેલી ફિરંગન જોગણ રૂસ્તમને પોતાના હાથમાં એક ફાનુસથી અજવાળું બતાવતી ગોવાની અંધારી ગલીઓમાંથી લઇ ગઇ ત્યારે તેઓ ઘણું દુર ગયાં નહી એટલામાં એક બંગલાશેકો પણ નાના, બેઠા, કંગાલ ઘરમાં તેઓ આવી પુગ્યાં. દાખલ થતાંજ એક નાનું દિવાનખાનું પસાર કરી જોગણ રૂસ્તમને એક બીજા વધારે નાના ઓરડામાં લઇ ગઇ, કે જે એક બિછાનાથીજ ભરાઇ ગયો હતો અને જેમાં ફરી વળવાની ભાગ્યેજ ફાલતુ જગ્યા હતી.

રૂસ્તમે લુસીને મૃતતોલ હાલતમાં લોથપોથ પડેલી જોવાની વકી રાખી હતી, તે તેને એક મોટી ખુરસી ઉપર તકિયાને અઠેલીને બેઠેલી જોવાથી પેહલાં તો લગાર અચરત થયો. પણ એ ઢબમાં લુસીની દશા અને દેખાવ જોઇને રૂસ્તમની અચરતી તુર્તજ બંધ થઇ. તે ખરેખર મરણ કાંઠે આવેલી હતી. તેનો દમ બરાબર ચાલતો નહી હતો અને પરમદાહડે તેને બાગમાં જોઇ તે કરતાં આજે તે વધારે નાકુવત થયલી હતી. ઓરડામાં એક ઝાંખો દીવો બલતો હતો અને તેના ઉપર વળી “શેડ” હોવાથી ઓરડામાં અંધારૂં હતું અને લુસીના ફીકા ચેહરા ઉપર દીવાના સેહજ ઉજાસ સિવાએ વધારે કશું દેખાતું નહી હતું.

જોગણ એક ખુરસી લુસીની પાસે મુકીને ગઇ, જે ઉપર લુસીએ રૂસ્તમને બેસવાની અરજ કીધી, અને તે ઘણી અગવડે બેઠા પછી લુસીએ વાત ચલાવી. જોગણ બારણું ઢાંકીને બાહાર જતી વેળા રૂસ્તમને ચેતવી ગઇ કે આ દર્દીને ઘણી વાત કરાવવી નહી કાંકે ડાકટર વાત કરવાની સાફ મના કરી ગયોછે. જોગણ રૂસ્તમને એટલી વાત મુશકેલીથી સમજાવી શકી, કાંકે તેને ઇંગ્રેજી આવડતી નહી હતી, પણ તે ભાગીટુટી ફ્રેન્ચમાં બોલી અને રૂસ્તમ ફ્રેન્ચ સારી પેઠે સમજતો હતો.

"હું તુને ઓલખ્ખી નહી" લુસી ભાગી-તુટી ગુજરાતીમાં બોલી. "તુંને મેં નહી જોતો પણ આઇમાયને મેં પિછાણ્યો. આ-ઇને હું ઘણી વખ્ખત જોયો."

"આઈ મારી બાયડી થાયછે" રૂસ્તમે ઈંગ્રેજીમાંજ વાત ચલાવી અને હવે લુસી પણ ભાગીતુટી ઈંગ્રેજીમાંજ બોલવા લાગી.

"હોરમજશાહને ત્યાં તમારે કામ વર્‌યું હશે?"

"હા, હું શેઠનો ભાગિયો થયો છું."

"બરાબર, જે વીકાભાઇ ચાહતો તે તમારા ભાગ્યમાં હતું. હું વીકાભાઇને હંમે-શા ના કેહતી કે તું શેઠનો નથી ભાગિયો થવાનો કે નથી જમાઇ થવાનો."

"એમ અગાઉથી કાંઈ કેહવાય કે?" રૂસ્તમે લાયકી બતાવી. "વીકાના નસીબ-માં હતે તો તે સુખી થતે."

"છટ! એ પોરિયો કદી સુધરે નહી. એ હમણા ક્યાં છે?" લુસીએ પુછ્યું.

"એ મુંબઈ છે. એના બાપની સાથેજ છે."

"એ છોકરો કદી સારો થાય નહી. એ ભીખુનોજ ભાઇ કની? જેવો ભીખુ તેવો તેનો ભાઇ. પેલો નાનો હીજુ ક્યાં છે?"

"તે તો પચીસ રૂપીયાના પગાર ઉપર મેહતાગીરીની ચાકરી લઇને ચીન ગયોછ."

"ને છોકરીઓ પરણી કે?"

"નહી."

"હીલ્લુબી નહી?"

"નહી. તેને અદરાવેલી હતી ખરી પણ એ લાડકી છોકરીની ફિસ્યારીઓ જોઇને તેના અદરાવેલા ખાવિંદે પછવાડેથી પરણ-વાને ના પાડીને કારજ ભાંજી નાખ્યું."

"બરાબર મેં ધાર્યુંતું તેમજ થયું." લુસી વળી પાછી ડાહી થઇને બોલી. "એ છોકરી સાથ પરણીને કોઈ ફસવાનું નથી. ને પેલી નાની છોકરી સુની? તેને તો મેહરબાઈ પેલા પેસતનશાહ ચીનાઈ સાથ પરણાવવાના તરેહવાર ફાંફાં મારતી હતી. તેબી રદ ગયું કે?"

"હા. પેસતનશાહ હવે ગરીબ થઈ ગયો એટલે મેહરબાઇએ તેનો ખ્યાલ છોડી દીધો, અને તે સુધરીબી ગયો એટલે તેણે પણ શેઠબાવાનું વાંધા ભરેલું ઘેર તજ્યું."

"હું ધારતી હતીજ. હું સુનીને કેહતી હતી કે કોઈ પણ શેઠિયો તેની સાથ પર-ણવાનો નથી. ત્યારે મનચેરજી શેઠનો વ-ખ્ખત ઘણો ખરાબ આવ્યો કે?"

"હા. મને લાગેછે કે બિચારાંઓનો વખ્ખત ઘણો પડતો ચાલેછે." રૂસ્તમ પો-તાના શત્રુની દયા ખાઇને બોલ્યો. પણ આ ગપસપ ચલાવવા લુસીએ તેને બો-લાવ્યો કે શું તે વિષે તેને અધીરાઈ ઉપ-જવાથી રૂસ્તમે હવે તો તેને પાધરૂંજ પુ-છ્યું કે "બાઈ, મને તમે બોલાવીને શું કે-હવા માગોછ તે મેહરબાની કરી જણાવશો?"

"એટલી અધીરાઈ શી છે?" લુસી તો રૂસ્તમને ઠપકો આપવા પડી. "શું તમે મારાથી બીહોછો? તમે પરમ દા-હાડે તમારી બાનુ વિષે મારે લાયે બીધા, તેમ શું આજે તમે મારે પોતાને વિષે વિચારોછો?"

"અગરજો હું તમોને કશી મદદ આપી શકું એમ હોય તો તે આપવાને હું ઘણો ખુશી થઇશ." રૂસ્તમ પાધરો જવાબ ન દેતાં પોતાની વાતનેજ વલગી રહ્યો. "તમે ઘણા સીક છો?"

"ડાક્ટર આજ રાત્રેજ આવી ગયો. તેનું સાફ મત છે કે હું કાલેર જીવ-વાની નથી."

"ડાક્ટર થઇને તે એમ કેહ?" રૂસ્ત-મે શક બતાવ્યો.

"અમારા લોકના ડાક્ટરો તેવા હોયછે" લુસીએ ખુલાસો કીધો. "મારો જે ડાક્ટર છે તેજ પાદરીબી છે અને તેણે આમખ્ખા ખરી બીના મને જાહેર કીધીછે કે હું મા-રાં પાપોનો પસ્તાવો કરી મોતને માટે તૈ-યાર રહું."

રૂસ્તમ દિલગીર થઈ ચુપ બેસી રહ્યો.

"મારી એક અરજ છે. હું મારૂં એક કામ સોંપું તે તમે કરશો?" લુસીએ તેને પુછ્યું.

"જો મારાથી બને એવું હશે તો મોટી ખુશી સાથે કરીશ."

"તે શ્રમનું નથી. નહી બને એવું પણ નથી." લુસી વધારે ઉશ્કેરાઇને બોલી. "હું મરી જાવું તે પછી મેહેરબાની કરી આ કાગળ તમે તમારે હાથે પોસ્ટમાં નાખશો?"

લુસી જ્યાં બેઠી હતી ત્યાંથી તકિયાની તળિયેથી તેણે એક જાડું સરખું, બીડેલું તથા સ્ટાંપ મારીને તૈયાર રાખેલું કાગળ રૂસ્તમના હાથમાં મેલ્યું.

"હું એ કાગળ અગાઉથી પોસ્ટ કરવા માંગતી નથી." તે બોલી. "હું મરી જાવું ને પછીજ તમારે એ ટપાલમાં નાંખવો."

કેવી નવાઈ જેવી અરજ! પણ એ અરજ બજાવ્યામાં રૂસ્તમનું શું જાયછે? એક મરતાં માણસની આ દુનિયાંમાં છેલી અરજ ના પાડવી નહી જોઈએ.

---

## પ્રકરણ ૨૦૨ જું.

## એક ભય ભરેલો એકરાર—ભીખુ એક સુગ્રીવ.

"હું શરાઅશ્રમથી એ કાગળ ટપાળમાં નાખવાનું તમારૂં કામ કરીશ." રૂસ્તમે કાગળનું સરનામું જોતાં જોતાં કબુલાત આપી, કે જે સરનામું ઓરડામાંના અંધારાંને લીધે તેને ઉકલતું નહી હતું.

"એ કાગળ ભીખુભાઈના નામનો છે." લુસીએજ ખોલાસો કીધો, "એપર જાહાનસેનું ઠેકાણું લખેલુંછે."

"શું એ જાહાનસીમાં છે?"

"મેં એનું છેલું ઠેકાણું ત્યાંનું સાંભળયું હતું. એ દુકતાનું કશું ચોક્સ ઠેકાણું નથી. આજે ક્યાં તો કાલે ક્યાં? તે એક રખડતો રાક્ષસ સુગ્રીવ છે. મી૦ રૂસ્તમજી તમે સુગ્રીવની દંતકથા જાણોછો?"

"હા. તે વાંદરેનો રાજા હતો અને ગુફાઓમાં દૈતો સાથ લડતો હતો."

"એટલુંજ નહી પણ તેણે પોતાના ભાઈ બાળીને મારી નાંખ્યો હતો." લુસીએ ઝનુનથી બુમ મારી "હું ભીખુભાઇને સુગ્રીવ કહુંછું તે એટલાજ માટે. એણે શું પોતાના ભાઇનું ખુન કીધું નથી?"

"હું તો નથી ધારતો." રૂસ્તમ અચંબુશ ચોકી ઉઠીને બોલ્યો. "તે ભીખુભાઈ સારો માણસ તો નથીજ, અને તેને મારા કરતાં તમે વધારે પિછાણતાં હશો, તોપણ તેણે પોતાના ભાઈનું ખુન કીધું નથી. તે ખુનની વખતે તમે મુંબઈ હતાં, માટે તમે તો જાણતાં હશો કે ભીખુભાઈની ખુનના વંકને માટે પુરતી તપાસ ચાલ્યા બાદ તે બેગુનાહ ઠરી છુટી ગયો હતો."

"ત્યારે હું કહુંછ કે એણેજ ખુન કીધુંછે." મડમ લુસીએ બોહસ કીધી.

"તે કેમ હોવ? ખુન થયું ત્યારે ભીખુભાઈ તો ઘેરની બાહાર હતો."

"હા. પેલી દુકતી દદા રાન રતનની સાથે હતો તે તો હુંબી જાણુંછ." લુસી રતની વિષે વેરથી દાંત કચકચાવીને બોલી. "એ પાપી પોરીએજ તેને બચાવ્યો."

"પણ ત્યારે ભીખુભાઇએ ખુન કીવેલું કેમ ઠરે?" રતનીની પાકદામાન વિષે તકરાર કરવાની આ જગ્યા નહી હતી, માટે તે તકરાર બાઈ જઇને રૂસ્તમ અસલ વાતનેજ વલગી રહ્યો.

રૂસ્તમ ભીખુભાઇ જેવા પોતાના શત્રુનો આમ બચાવ કરેછે તેથી લુસી અચરત થઇ બલકે ખીજવાઇ ગઇ અને

ગુસાથી બોલી "તું શું કેહછ કે ભીખુએ પોતાના ભાઇનું ખુન કીધું નથી ?"

"હું માનતો નથી."

"પણ વરૂ ખુન કીધું નહી ને કરાવ્યું હોય તો ?"

રૂસ્તમ હવે થંબ થઈ ગયો. ભીખુભાઇએ અદુભાઇનું ખુન કીધું નહી તો કરાવ્યું હોય એ વિચાર તો કદી કોઇને સુજ્યોજ નથી. તોપણ તેમ હોય તેમાં નવાઇ નથી અને તેના ખ્યાલથીજ રૂસ્તમને ધ્રુજરાં છુટવાં.

"એ તમે શું બોલોછ, મેડમ ?" તેણે ગભરાઇને પુછ્યું.

"હું ખરૂં કહુંછ. અદુભાઇનું ખુન ભીખુભાઇને લીધે થયુંછ."

રૂસ્તમ પાછો ચુપ થઈ ગયો. તે ચાહવા લાગ્યો કે આ નાખુશ વાત ક્યારે પાછી જલદી બંધ પડે.

"આ કાગળ મેં તમોને આપ્યોછ તે એ ચંડાલ ભીખુભાઇને માટે છે" લુસીએ વાત ચલાવી "પણ તે એટલો રખડતો છે કે કદાચ એ કાગળ તેના હાથમાં નહીંબી જાય. માટે એ કાગળમાં મેં શું લખ્યુંછે તે હું તમોને ટુકમાં મોહડેથી કહી રાખુંછું કે જેથી એ વાતના તમો શાક્ષી રેહશો અને જો આ કાગળ એ લુછાને મળે અથવા મળવા છતાં જો તે કોઈ દાહડે નામુકેર જાયતો તમે તુર્ત તેને ખોટો પાડી શકશો."

"અમારા ગામમાં વાત ચાલી હતી કે તે જાહાનસીમાં મરી ગયો." રૂસ્તમે કાસર પતાવવા સારૂં કહ્યું.

"મરી ગયો હોત તો પાપ પત્યું હોત. પણ એ એમ મરવાનો નથી. એ એના પાપે વધારે દુઃખી થઇને મરશે. પણ એ કદાચ મુંબઈ પાછો આવશે અને જો એ આવે તો હું તમોને કહુંછું તે તમે એને કેહશો ?"

"તે શું કેહવાનું છે ?"

"તમે તેને કેહવાનું વચન આપો."

"શું છે તે જાણ્યા વગર હું વચન કેમ આપું ? જો તમારો વિશ્વાસ હોય તો મને કહો તે પવિત્ર વચનથી છુપું રાખવાને હું કબુલ છું પણ તે ભીખુભાઇને કેહવું કે નહી તે હું મારા વિચાર ઉપર રાખુંછું. અગરજો કેહવા જોગ હશે તો કહીશ, નહી કેહવા જોગ હશે તો નહી કહીશ."

"હું તે ખામખા છુપું રાખવા તમારૂં વચન માગતી નથી. તમારી બૈયરને કેહજો, જોઇયે તો આખી દુનિયાંને કેહજો પણ હું એટલુંજ માગુંછું કે હું મરણ પામું પછી એ વાત જાહેર કરજો. હું મરૂં ત્યાંસુધી જાળવી રાખવાને તો તમે વચન આપશો કની ?"

"હા, હું મારા સત ધર્મનો કોલ આપુંછું."

"વારૂ ત્યારે તમે એ મુજી, પાપી લુછાને મળો ત્યારે કેહજો—"

"તમે થંડાં થઇને વાત કરો બાઈ." રૂસ્તમ તેને ઉસકેરાયલી જોઈને ગભરાઈ ગયો. "ઉસકેરાઇને વાત કીધાથી તમોને નુકસાન થશે અને તમોને નુકસાન થતું હોય તો અંહી હું વધારે વાર બેસી શકીશ નહી."

"હું ઉસકેરાતી નથી, તમે સાંભળો" લુસી લગાર શાંત થઇને બોલી. "તમે જ્યારે એ દગલબાજ ભીખુભાઈને મળો ત્યારે કેહજો કે તારે લીધે તારા ભાઈ અદુનું ખુન થયું હતું."

"મેં તેને મારી નાખ્યો. મેં તેનું ખુન કીધું, પણ તેને ભીખુભાઇ જાણીને કીધું." રૂસ્તમને ગુપચુપ સાંભળતો જોઈ લુસી આગળ વધી, પણ તેની આંખોના ડોળામાં ગોયા ખુની લોહી વરસાતું હતું.

આ શબ્દો સાંભળતાંજ રૂસ્તમની આંખો આગળ મરનાર અદુભાઈના ખુન ઉપરનો ભેદ ભરેલો પડદો ગોયા સઘળો ઉંઘડી ગયો. જો એ ખુન ભીખુભાઈએ નહી તો બીજા કોણે કીધું હોય તે વાત મોટા ભેદમાં રહેલી હતી. પોલીસ ડીટેકટિવોની સઘળી ચાલાકી કોઈના પણ ઉપર આંગલી બતાવવાને અશક્ત હતી. તો

જો કે તેઓ એ કોઇ પેરમાંનાનુ કામ ધારતા હતા પણ આજે રૂસ્તમે જોયું કે ભેદ ઉઘડી ગયો.

"તે મારી સાથ પાધરો ચાલ્યો નહી, હા, પાધરો નહીજ ચાલ્યો—"

"કોણ? મરનાર કે?"

"નહી આ લુચ્ચો ભીખુ. તે મારી સાથ દગો રમ્યો. મારી આગળ જુઠું બોલ્યો. તેણે મને ખોટાં વચનો આપ્યાં. મને બનાવી. મારી મશ્કરીઓ કીધી. મને ફસાવી."

"ક્યારે? તમારી સાથ મુંબઈ છોડી જવા પછી કે?"

"નહી નહી, હું મુંબઈમાં એના ઘેરમાં એની બેહનોને કેળવણી આપવા રેહેલી હતી ત્યારે. બધા ભાઈઓમાં એ ભીખુને હું વધારે ચાહતી હતી. ગોવામાં નોકરીને માટે પોર્ટુગીજ ભાષા શિખવાનું તો માત્ર બાહાનું હતું, પણ એ બાહાનું તો એને વાસ્તે એના માબાપ આગળ મેં ખોટું જોડી કાહાડયું હતું. એની સાથ મેં દોસ્તી કીધી. કાં અથવા કેમ તે હું કેહતી નથી—પણ એને હું ચાહવા લાગી અને એણે તે ચાહ બતાવવા મને લલચાવી. પણ તે સઘળું ખોટું. મેં જોયું કે એ તો લુચ્ચો, દગલબાજ હતો. એ મને ખોટું સમજાવીને બાહાર ભટકવા જતો હતો. એ તો પેલી શાન રતનીને મળવા જતો હતો, અને મેં એક દાહડે રાત્રે તેની પછવાડે પછવાડે જઇને તે શોધી કાહડયું. ઓ! કેવી ભય ભરેલી તે શોધ!—"

આટલું બોલતાં લુસી એટલીતો ઉસકેરાઇ આવી કે "સબુર! સબુર!" એમ ગભરાટમાં તેને ચુપ રાખી રૂસ્તમે તેની રખેવાળ જોગણને બોલાવી. તેણે આવીને લુસીને જરા પાણી પાયું તથા થંડી પાડી અને રૂસ્તમે તેને આમ ઉસકેરાવાના કરતાં જતો રેહવા માગ્યું. પણ લુસીએ તેને કાલાવાલા કરી બેસાડયો અને વધારે ધીરજથી વાત કરવાની કબૂલાત આપી.

"હવે આ શોધ કીધા પછી શું મને એ ચંડાળ ભીખુભાઇ ઉપર વેર નહી પેદા થાય?" જોગણના જવા પછી લુસીએ વાત ચલાવી.

"હું કશું સમજી શકતો નથી." રૂસ્તમે ગુચવાડો બતાવ્યો. "અદુભાઈના ખુન સાથ તમો અને ભીખુભાઇ વચેના એખલાશને શો સંબંધ? શું તમે એમ કહોછ કે અદુભાઇને તમે મારી નાખ્યો?"

"હા. મેં ખુન કીધું. કેહજે તે નાપાકને—મેં તેના ભાઇને માર્યો, પણ ભીખુભાઇ જાણીને અજાણપણામાં અદુભાઈને માર્યો?"

"કેવી ભય ભરેલી એ વાત!"

"તે એટલી ભય ભરેલી હદસુધી મેં વધારવા ચાહી નહી હતી. એક ભય ભરેલાં ખુનમાં તેનો છેડો આવશે એમ મેં ધાર્યું હતુંજ નહી. મેં તો માત્ર તેને એક સેજ જખમ કરવા ધાર્યો હતો—"

"કોણને? ભીખુભાઇને?"

"હા. ભીખુ નહી તો બીજા કોણને? બીજા કોઈ સાથ મને શું વેર? અદુને ભીખુ સાથ કજીયો હતો, પણ તે મારી સાથ પાધરો ચાલતો હતો. તેના ક્યાં ભોગ લાગ્યાં કે પોતાના ભાઈ સાથ કજીયો કરીને પોતાના ઓરડામાં સુવા ગયલો પાછો ઉઠીને કબાટમાં ગયો? તેનું મોતજ તેને લઈ આવ્યું, કાં કે જો તે ત્યાં એકાએક આવ્યો નહી હોત તો તેનું ખુન નહી થાત. તે જમવાની બારીને રસ્તે રાત્રે અચાનક આવ્યો તેથી બધી ખરાબી થઇ."

"બસ એટલેથીજ તેનું ખૂન થયું?"

"હા એટલુંજ. ભીખુ રાતના તેજ બારીયેથી આવનાર હતો તેના વેરમાં તેની વાટ જોતી હું તો જમવાના ઓરડામાં ભરાયલી હતી. દીવો નહી હતો અને ઓરડામાં તમામ અંધારું હતું. ભીખુ છ મહીના સુધી ઘેરમાં રેહે અને બાહાર જાય નહી એટલામાટે તેને સેજ જખમ કરવા

અને તેને બીહીવડાવીને રોકી રાખવાની મારી મતલબ હતી. તેને મારી નાખવાનું મારા ખ્યાલમાં નહી હતું તો અદુભાઇને હું શું કામ મારી નાખું?"

"પણ ત્યારે તે મુવો કેમ?"

"હું શું જાણું કે તે રાતે રીસાઇને સુતેલો પાછો કલબમાં ગયલો હતો? તે બારીને રસતે આવ્યો ત્યારે મેં ધાર્યું કે ભીખુ આવ્યો. હું તો મારાં હથિયારની માત્ર અણી લઇને ઉભેલી હતી કે તે ભીખુને જરા ભોકાય એટલે બસ. પણ અદુભાઇ તો છાકટો ધુન થઇને આવ્યો અને તે લપેરો ખાઇને મારાં વેહતાં હથિયારની ઉપરજ પડયો અને અણી ભોકાવાને બદલે આખું હથિયાર તેની છાતીમાં ભોકાઇને તે ત્યાંજ મુડદું થઇ પડયો."

"પણ ભીખુભાઇના એટલાબધા ધિક્કાર છતાં તમે તેની પાછળ તેની દોસ્તી કરવા કરાંચી ગયાં." કેટલીક વાર ચુપ બેઠા પછી રૂસ્તમે પુછયું.

"તણે મને કાગળ લખ્યો કે કરાંચીમાં શિખવવાની નોકરી ઘણી છે, તે ઉપરથી હું ગઇ. ત્યાંબી એણે મને રખડાવી. હું શું જાણું કે એણે મને જુઠું લખ્યું હતું? હું શું જાણું કે એ બાહને એ મારી પાસેથી પૈસા ઉછીકા કહડાવીને ખાઇ જવાનો હતો? હું શું જાણું કે કરાંચી જવા પછી તો એ દુકતો છેક હાથથી ગયો હતો?—"

"ધીરાં થાવો! ધીરાં થાવો!" રૂસ્તમ હવે તો એકદમ જવા ઉઠયો, "વળી પાછાં તમે ઉસકેરાઇ આવ્યાંછ. સાહેબજી."

"સાહેબજી મી૦ રૂસ્તમ." લુસી તેનો ગરમ હાથ પોતાના નબળા હાથમાં ચાંપીને બોલી. "મને માફ કરજો, મેં તમોને ઘણી તસ્દી આપીછે. તમારો મોટો ઉપકાર થયોછે અને તમારી આગળ મારો ગમ ખાલી કીધાથી મારા જીવને ઘણી ધીરજ આવીછે. હવે આપણે પાછાં મળીશું નહી. ખોદા તમારૂં ભલું કરો! સાહેબજી."

રૂસ્તમ જવા ઉઠયો પણ હજી તેને એક વાત યાદ આવી. "શું તમો કહોછ કે તમારો આ ભેદ તમે ભીખુભાઇને કદી કહ્યોજ નથી?"

"નહી. તે તમેજ કેહજો." લુસી હવે તદન થાકીને નિસાસ પડી હતી તે બોલી.

"મેડમ, તમારી આ માંદગીમાં તમારૂં દુઃખ ઓછું કરી શકું એવું કાંઇ પણ મારા હાથમાં હોય તે કહો." રૂસ્તમ આ મરતાં માણસ ઉપર દયા લાવી બોલ્યો. "જેબી મદદ મારી શક્તિમાં હશે તે હું ખુશી સાથ આપીશ."

"કાંઇ નહી. કાંઇ નહી. હું તો હવે મરવાની. હું કશાંથી જીવીશ નહી. તમે સિધારો."

રૂસ્તમ તેને શેકહેંડ કરીને છુટો પડયો. પેલીજ જોગણ તેને પાછી હાટલવેર મુકવા આવી અને ત્યાર પછી આઇમાય જે પોતાના વરની વાટ જોતાં બીચી અને થાકી ગઇ હતી, તેણે ઉપલો કાગળ બંધ કરી પોસ્ટમાં નખાવ્યો.

---

## પ્રકરણ ૨૦૩ જું.

## મુંબઇનો શરીફ.

રૂસ્તમ લુસીને મળી આવ્યા પછી ત્રીજે દાહડે તે પોતાની પ્રાણપ્રિય સાથે ગોવેથી પાછો મુંબઇ આવવા ઉપડયો. તે દાહડે સહવારના તેઓ સકાળેથી ઉઠીને દરિયા તરફ ફરવા ગયાં હતાં અને મેદાનભણી ચાલતાં હતાં તેટલાંમાં કાંઇ અંધારૂના ભણવા સરખો આવાજ તેમને કાને પડયો અને તે આવાજ નજદીક આવતો જણાયો.

વરવહુ બંનેએ પાછળ ફરી જોયું તો

એક નાનું જેવું સરઘસ આવતું હતું. તે ફિરંગી લોકોની એક પાયદસ્ત હતી, જેમા કોઈ મુડદાંને ગોરસ્તાન તરફ દાટવા લઈ જતા હતા. ભભકો જાઝો નહી હતો, પણ પાદરીઓ જાજા હતા અને પાયદસ્તે માન આપવા ચાલનારાં લોકોની ખૂટ ભાકુતિ ધર્મગુરૂઓની સંખ્યાથી પુરેલી હતી.

કાઊં કફન ઓઢાડેલી મુડદાની પેટી પછવાડે ચલાવવામાં આવતી હતી. આગળ પાદરીઓ પોતપોતાની પદવી પ્રમાણે કાળા જભા અને તેના ઉપરની સફેદ પેહરણો પેહરીને ચાલતા હતા. તથા તેમના હાથમાં તેમના તારનાર ઇસુખ્રીસ્ટના ધર્માચારની નિશાનો હતી. તેઓ કાંઈ ભણતા હતા જે પારસીઓની અવસ્તા અથવા હિંદુઓનાં સંસ્કિત મંત્રોને ઘણું મળતું આવતું હતું.

આ પાયદસ્તમાં થોડીક ફિરંગન જોગણો હતી, જેઓમાં પેલી રૂસ્તમને ઓલખિતિ પણ હતી કે જે પરમ દિને લુસીની તરફથી રૂસ્તમને તેડવા અને પાછી મુકવા ગઈ હતી. પાયદસ્તમાં તેની અને રૂસ્તમની નજર એક થઇ અને તે જોગણ રૂસ્તમ તરફ ગંભિર ઇસારત કરીને નમી, જે એક લખે તેને ખબર આપવાને હતું કે જે દુખી અબળાની તે ચાકરીમાં મુફત મેહનત કરતી હતી તે અંતે મરણ પામી હતી. રૂસ્તમે વધારે ખાતરીને માટે ખબર કાહાડી અને મુંબઇના મોટા "શેઠબાવા" મનચેરજી અને તેવણનાં મોટાં બાનું મેહરબાઈની ફિરંગણ શિક્ષક લુસીના મરણ સમાચાર સાંભળ્યા પછીજ રૂસ્તમ ગોવેથી ઉપડયો.

તે પોતાની બાયડી સાથ એક સારી મુદત મુસાફરીમાં ગુજારીને મુંબઇ પાછો ફર્યો. રૂસ્તમ અને આઈમાયની આ મુસાફરીથી ઘણી નજર ઉઘડી. રૂસ્તમ પોતાનાં કારખાનાને માટે કેટલેક ઠેકાણે અગત્યની આડત સ્થાપી આવ્યો. આઈમાયે અંબાલા, પુણા, શોલાપોર, બીજાપોર, હૈદરાબાદ, મદરાજ અને બીજાં અગત્યના શેહરોની મુલાકાતથી પોતાનું ગ્નાન વધાર્યું.

ફેબ્રુઆરી મહીનાની એક શિતલ સહવારે રૂસ્તમ અને આઈમાયના વાંદરાના બંગલામાં ધામધુમ હતી. રૂસ્તમના મા અને ભાઇઓ તેને ત્યાં જમવા આવેલાં હતાં, પણ તે જીયાફત એક જણના માનને માટે હતી. રૂસ્તમે પોતાના સસરા હોરમજશાહ શેઠને જીયાફત આપી હતી, કાંકે તેઓને સરકારે મુંબઈનો શરીફનો ઓધો બક્ષ્યો હતો અને તેની ખુશાલીમાં તેઓએ આ ધામધુમ ભરેલી મેમાનદારી કીધી હતી.

તે વર્ષના શરીફના ઓધાને માટે ઘણા ઉમેદવારો હતા—તેમાંના ઘણાક લાયક હતા અને ઘણાક વળી નાલાયક પણ હતા. કેટલાક નવા ઉમેદવારો હતા પણ કેટલાકો ઘણાં વર્ષના જુના ઉમેદવારો એ માનને માટે આતુરતાથી ટીંગાઇ રહેલા હતા. પણ મુંબઈના ગવરનરે તે સર્વે ઉમેદવારોને પડતા નાંખી એક જણ જેણે કદી વકી રાખેલી નહી, જેણે એ પદવી માંગેલી નહી, જેને તેની કશી ગરજ નહી તેને મુંબઇનો શરીફ નેમ્યો.

જેમ પેલા પોતાને મોહડે કેહવાતા "શેઠબાવા" વડાઈ લેતા હતા તેમ હોરમજશાહ શેઠ કાંઈ જન્મે શેઠિયા નહી હતા, તેવણ કાંઈ આઈતા પૈસાથી અથવા માબાપના વારસાથી શેઠિયા થયા નહી હતા, પણ પોતાના ઉદ્યોગ અને સહાશિકપણાથી તેઓ માતબર દરજ્જાના અને શેઠિયાની પદવીવાળા થયા હતા. તેવણને વાંચનાર એટલા સારી પેઠે પિછાણેછે કે તેવણના જનમારાનું કશું વૃતાંત અમે અતરે આપતા નથી. એટલુંજ યાદ આપવાનુંછે કે એ શેઠે મુંબઈમાં નવા ઉદ્યોગો દાખલ કીધા; દેશની આબાદાનીમાં વધારો કીધો; ગરીબ લોકોની રોજીમાં ઉમેરો કીધો; અને પોતાની દોલતને કશી

ગડબડ વગર, કશી મોટાઈ વગર, કશાં જાહેર પત્રોનાં બાંકાં ફુંકાવ્યા વગર અથવા શેહરમાં કશો ડંડેરો પિટાવ્યા વગર મુગે મોહડે ખાનગી રાખાવતેમાં રેકી તે વિષે પોતાનું માન બતાવવા સારૂં એ લાયકીવાળા નરને સરકારે શરીફના માનને માટે પસંદ કીધા.

માટે તેવણની દીકરી અને જમાઇએ આજે તેવણને જીયાફતનાં એક ખાસ માનને માટે નોતર્યા હતા અને તે ખુશાલીમાં ભાગ લેવાને જેમ હોરમજશાહ શેઠ તથા ખરશેદબાઇને તેમજ ગુલી "ગરીબ" અને તેના દીકરાઓને સહવારથી બોલાવ્યા હતા. લંગડો જાંહગીર તો પોતાની બેહન બંનેવીની સાથે ઘણા દિવસ અગાઉનો આવી રહેલો હતો.

સઘળાં જણ ૧૧ વાગતાને સુમારે નાસ્તા ઉપર બેઠેલાં હતાં. નાસ્તો પોતેજ એક જીયાફત હતી. ખાંણાંમાં બટક અને ટર્કી, પીણામાં કલારેટ અને વાઇન વગેરે લઇને નોકરો ફરતા હતા. ટેબલના હેડ ઉપર ઘેરના ધણી દાખલ રૂસ્તમ અને બીજે છેડે ધણીઆણી દાખલ આઇમાય બેઠાં હતાં. રૂસ્તમના જમણા હાથ ઉપર હોરમજશાહ શેઠ અને આઇના જમણા હાથ ઉપર ખરશેદબાઇ બિરાજેલાં હતાં.

જમવાનું દિવાનખાનું સુંદર અને શણગારેલું હતું. તે બંગલાના વચલા ભાગમાં હતું અને તેમાંથી ટેબલને એક છેડે બેઠાં તો બીજે છેડે સુધી આખો બાગ અને દરવાજા સુધીનો દેખાવ દીસતો હતો. આઇમાય નાસ્તાપર બેઠી બેઠી બાહાર છેક દરવાજાસુધી જોતી હતી.

દરવાજો બંધ હતો પણ તેની નાની બારી ખુલ્લી હતી, કાંકે આજે બંગલામાં બીજાં કોઈ આવવાનાં નહી હતાં અને માત્ર નોકર નફરોજ આવજાવ કરતાં હતાં. પણ આઇમાયે ખાતાં ખાતાં અચબુચ જોયું તો દરવાજાની તે નાની બારી જોસથી ઉઘડી અને એક પારસી સ્ત્રી બારીમાંથી વાંકી વળીને ઝપાટામાં બાગની અંદર આવી.

એક બેગાની પારસણનું આ વખતે કામ શું હતું? તે કોણ હતી? તે શા કારણે આવી હતી? આ સઘળા સવાલો ઉપર આઇમાયને વિચાર કરવાને વખત પણ મળ્યો નહી. કાંકે આઇમાયે તેને દુરથી જોતાંવારજ પિછાણી લીધી હતી અને તે કેમ આવી તે સમજવાને અશક્ત હતી.

આ સ્ત્રી ગભરાટમાં હતી. તેનાં દિલમાં કાળી શોકની સાડી પેહરેલી હતી અને સાદું બદિયાન હતું. પગમાં સપાટ હતી અને ઇસ્ટાકીન વટીક નહી હતાં. તેના પોશાકના સોજ કે સકાર નહી હતા. તે મેલી ઘેલી, લુંટાયલી નખાયલી જેવી હતી. તે ઉતાવળમા દાખલ થઇ અને વેહલી વેહલી બાગમાં ચાલવા લાગી.

"બાવા, બાવા, મેહરબાઈ આવેછ!" આઇમાય અચરતીથી પોતાના બાપને ટેબલને બીજે છેડે હાંક મારીને બોલી.

"કોણ? મેહરબાઇ કોણ?" શેઠ અને બાઈ બેહુએ મળીને પુછયું.

"શેઠબાવાના મેહરબાઇરે!" આઇમાયે ખાતરી આપી "હારે! મેં મારી નજરે નજર તેવણને બાગમાં આવતાં જોયાં!"

"તે અંહી શું આવે! ને વળી અત્યારે તડકાંમાં?" જાંહગીર લંગડાએ હજી પણ શક બતાવ્યો.

પણ મેહરબાઈ જેવી ઝડપથી બાગમાં દાખલ થઈ હતી તેવીજ ઝડપથી ઓટલા ઉપર ચઢી આવવાથી સઘળાંનો શક તુર્તજ દૂર થયો. તે એટલી ઝડપથી દોડતી આવી કે જાણે કોઈ આફતથી નહાસી આવી હોય તેમ લાગ્યું અને મોટા શરીફની આ જીયાફતમાં નાસ્તા ઉપર બેઠેલાં સર્વ જણ અચરતીથી દંગ થઈ ગયાં.

ચાકરો મેહરબાઇને દિવાનખાનામાં બેસાડવા દોડયા પણ તેણે તેઓની માગણી હરકાટી કાહાડી અને તે લાગલીજ જમણશાળામાં આવી. અલબતાં મનચેરજી

અને મેહરબાઈ હોરમજશાહ શેઠનાં ઘેરમાં બચપણથી પળોટાયલાં હતાં અને પાછળથી તેઓએ અંહી આવવાનું છોડી દીધું હતું, પણ તેઓને આ મકાન અજાણું નહી હતું. માટે જોકે હમણા આ મકાન હોરમજશાહ શેઠનું પોતાનું નહી હતું પણ તે તો ગુલી "ગરીબ" ના દીકરાનું થયું હતું તો પણ હોરમજશાહ શેઠ અંહી હાજર હતા એટલે મેહરબાઈને આમ અચક્ચ ઘુસી આવતાં શરમ લાગી નહી. જ્યારે ગરજ આવે ત્યારે બેઅદબ માણસો પોતાની બેઅદબીના બચાવમાં સગાઈ અને પરિચય પિછાણનુ બાહાનું કાહાડી શકેછે. પણ એજ મેહરબાઈનો વખત આગળ જ્યારે સારો હતો અને જ્યારે આપણી "ગુલી ગરીબ" તેના "માહીમ કાસ્ટલ" મા એજ મેહરબાઈને મળવા ગઈ હતી ત્યારે ગુલી ગરીબે બેઅદબીથી નહી પણ મેહરબાઈની રજાથી તેમ કીધા છતાં મેહરબાઈએ તેને કેવું અપમાન કીધું હતું અને તેની સગાઈનાં એજ બાહનાને કેવું હસી કાહાડયું હતું!

આજે તે વખત બદલાઈજ ગયો નથી પણ ઉલટાઈ ગયોછે. તે આગળા નાટકનાં પાત્રો આજે એકેકથી ઉલટી સ્થીતિમાં આવ્યાંછે. આજે તેજ માતબર મેહરબાઈ ગરીબી હાલે પોંહચીછે અને આજે તેજ ગુલી ગરીબ માતબર થઈ આ વાંદરાના મેહેલની માલેક જેવી થઈછે—કાંકે એ મેહેલ આજે તેનાં દીકરાનો થયોછે—અને ત્યાં આજે તેજ મેહરબાઈ ગરીબી હાલે રખડતી આવેછે. પણ જે તવંગરીમાં તકોબરીવાળાં હોયછે તે ગરીબાઈમાં પણ તકોબરી છોડતાં નથી—મેહરબાઈ પાસે પૈસા હતા ત્યારે બેઅદબ હતી, તેમ આજે ગરીબ થયા પછી તેણે પાછી બેઅદબી કરી બતાવીછે. પણ જેઓ ગરીબીમાં અસરાફ હોયછે, તેઓ તવંગર થયા છતાં પોતાના અસરાફ ગુણો ખોહતાં નથી—ગુલી ગરીબના વડુ દીકરાએ પોતાના સુંદર દિવાનખાનામાં આ ગરીબ સગીને એવો આવકાર દીધો કે જે જો તે પોતે માતબર હોત તો ગુલી ગરીબને નહી દેત.

અફસોસ! મેહરબાઈ આજે ખરેખર મુફલેસ હાલે, દુખી દિલે, કંગાળ દેખાવે આ સગાંઓના મેહેલમાં આવી હતી. શેઠબાવા અને શેઠાણીમાયે પોતાની ખરાબી થવા પછી પણ આટલાં વર્ષ સુધી પોતાનો ભપકો કેમ જાળવ્યો અને ટેકાવ કેમ રાખ્યો તે તો તેઓજ જાણે. એક માગનારને આજે વાયદો દીધો, બીજાને કાલનો વાયદો આપ્યો અને એ પ્રમાણે મનચેરજીશેઠે પોતા ઉપરનું આફત દુર કરાય એટલું કીધું, અને માગનારાઓ જે અગત્ય કરીને દુકાનદારો તથા સોદાગરો હતા તેઓ એક વખતના આ શેઠિયા સામે સખત થવાની બદનામી લેવા ચાહતા નહી હતા, તેથી ઘણું સુધી એમનું એમ ચાલ્યા કીધું. પણ પોતાની કરજદારી છતાં "શેઠબાવા" ના ઘેરની રોશની અને રાચરચિલાં જોઇને કોઈ ડાહ્યો માગનાર મુછમાં હસતો કે "આ સઘળું નિશાળે બેસાડુલુંછે જો!" અને મેહરબાઈની "લાડી, વાડી, ગાડી" જોઈ ઘણા પડોશીઓ બાતેનમાં હસતાં કે "આ બધો ભપકો ભાડુતી છે, અને માગનારાઓને પૈસે થાયછે જો!"

આપણા કેટલા "શ્રિમંતો" ની એજ હાલત આપણી આસપાસ નજરોનજર જોઇયે છીયે? એક જણ બબે ઘોડાની ચારટ ફેકેછે, પોતાના મરોડદાર આરબ ઘોડાની જોડી પોતાને હાથે હાંકેછે, અને તે વખતે પોતાના હાથને આંગળે ચળકતાં બિલ્લાંણની વીટીઓનો સુરજના તાપમાં ચળકાટ મારવા તે ખામખા પોતાની ગાડીની ધમણ ચહડાવતો નથી પણ ઉતારી પાડીને આપણા મોહલાઓમાંથી તડકામાં પોતાના ઘોડાઓ ફફડાવ્યો જાયછે. પણ જ્યારે તેની વીટીના હીરા ચળકેછે અને જ્યારે તેની પાઘડીના મોહરામાંથી

બોલા પડેછે, ત્યારે તેના સઘળા ખળકાટ વચે ડાહ્યાઓ કાનમાં ફૂક મારેછે કે "હે ભાઇ, આ સઘળું ભાડુતી છે હો! એ સઘળું મારવાડીના હાથમાં છે હો! એ સઘળાંના ખરા ધણી તો તમારા માંગનારાઓ છે હો! અને એ સઘળું તેના માલેકોને સપુરદ કરી જ્યારે ડુંગરી ઉપરના વગર ભાડાંના ઘેરમાં તમોને હવા ખાવા જવું પડશે ત્યારે એ સઘળું તમોને ભારી પડવાનુંછે હો!"

"શેઠબાવા" અને મેહરબાઈ ચાહાત તો આ શિખામણ ઘણું અગાઉની લેત. અને જો વખતસર ચકુનમ લીધી હોત તો કદાચ આજે તેમના જે હાલ થયાછે તે નહીબી થાત, પણ કમબખત માણસોને શિખામણ ઘણી મોડી સુજ પડેછે અને સઘળી ખરાબી થઈ ચુકયા પછી તેઓ સુધરવા જાયછે. આજે મેહરબાઈ આવી છે તે એ પ્રમાણે શિખામણ લઇને, સુધરીને આવીછે.

પણ હવે સુધરેલું શું કામનું?

---

## પ્રકરણ ૨૦૪ થું.

## શેઠબાવાનો પડતો વખત કેમ આવ્યો!

શેઠ મનચેરજી મોટાભાઈ વકીલનો જ્યારે વખત પડી ભાગ્યો ત્યારે ધંધો પણ પડી ભાગ્યો. સાધારણ રીતે બોલાતું હતું કે "શેઠ બાવાના મગજનું ઠેકાણું નહી હતું." તેના ઉપર પડેલા જબરા ઘાનું એ પરિણામ હોય. દયાળુ લોકો કેહતાં કે અદુભાઈના ખૂનથી તેના બાપે ગમ ખાધો હતો. પણ તેજ કારણ તેના મગજની માઠી હાલતનું નહી હતું. તે આગળનો સીધો સોટા જેવો નહી પણ કમરમાંથી વાંકો વળેલો, કદાવર અને મુછાળો નહી પણ દુબળો અને પાકેલા બાલવાળો, ચેહરો સોહરાયલો અને આંખોમાં ખાડા પડેલા એવી હાલતે તે આફીસમાંતો જતો હતો—ગાડી ઘોડા કાહાડી નાંખ્યા હતા અને મેહમથી રેલવે ત્રેનમાં તેની આવજાવ હતી—પણ આફીસમાં ઘણોખરો ફોકટ ફેરો ખાતો હતો.

આફીસ રહી હતી પણ ગ્રાહક રહ્યાં નહી હતાં. મનચેરજીશેઠની યાદદાસ્ત ઉતરતી જતી હતી. કામકાજમાં તેવણની સમજ આગળના જેવી પાકટ નહી હતી. આ વખતે તેવણે કોઇ ભાગિયો લીધો હોત તો કામનું ગાડું ગબડયા કરત, પણ તેવણની માઠી હાલતમાં તેવણનો ભાગિયો કોણ થાય? ભાગિયાના કરતાં તો વધારે સરસ મદદ તેવણના દીકરાઓની થઈ પડત. એ આશામાંજ તેવણ દીકરાઓને પોતાની આફીસમાં લઈ ગયા હતા કે તેઓ નાનપણથી કામ શિખે અને મોટા થઇ બાપને મદદ લાગે. પણ તે આશામાંબી તેવણ નિષ્ફળ થયા.

અદુભાઇને અને ભીખુભાઇને તેવણે આફીસમાં બેસાડયા હતા એટલુંજ નહી પણ જ્યારે વીકાભાઈ હોરમજશાહશેઠનાં કારખાનાની ચાકરી છોડીને ચાલી ગયો ત્યારે તેનેબી તેવણ પોતાની આફીસમાં લઈ ગયા, અને મેહરબાઇએ પોતાના બીજા દીકરાઓને પોતાની જે ખોટી બડાઇઓથી બિગાડયા હતા તેજ બડાઈ તેણે આ વખતે પણ મારી હતી કે "માય મરે મારો વીકો એના બાપની આફીસમાં બેઠોછ ને તેજ બાપની બાજુ થઇ તેવણની જગ્યા રાખશે." તે કેમ રાખશે? તે એટલું શિખ્યોછ ક્યાં કે રાખશે? તેની એ માએ તેને શિખવા દીધોજ ક્યાં? તેનો મેહરબાઇને કશો ખ્યાલ નહી હતો. માત્ર દીકરો "આફીસમાં ગયો" એટલુંજ એ મુર્ખ માને મનથી બસ હતું.

પણ વીકાભાઈ વિષે પેલી "મડમ" લુસીએ રાખેલી વકી ખરી પડી. તેણે બરાબબાજીમાં આગલા બેહુ ભાઇઓને વિસરાવ્યા. તે કદી નહી સુધરે એવો લુચ્ચો, લફંગો, છાકટ, અને સેવટે કંગાળ નિવડયો. તેણે હોરમજશાહશેઠના કારખાનામાં ચાકરીના પેહલા દિવસો ઉપરજ જે ચેકની ચોરી કીધી ત્યારેજ આપણે તો જોયું કે એ પોસ્યો ભલો નહી થાય. પણ તેની એ ચોરીનો તેની માએજ "એ તો બચ્ચું છે," એવાં બાહનામાં બચાવ કીધો, તથા તેના બાપેજ કરીમખાન ડીટીકટીવને સમજાવીને તેનાં પાપ ઉપર ઢાંકપીછોડો કરાવ્યો, એટલે પછી તે વધારે બિગડયો, અને આજે તે આફીસનાં કરતાં પીઠામાં વધારે હાજરી આપતો થયો.

પછવાડેથી મનચેરજી "શેઠબાવા" અને મેહરબાઇ શેઠાણીમાય પોતાનું થોડું થોડું વેચતાં ગયાં અને ખાતાં ગયાં. પેહલાં ઘરેણું વેચ્યું—જોકે તે વેચીં ખાવા માટે મનચેરજી અને મેહરબાઇ વચ્ચે કજીયો અને કજેતો થોડો થયો નહી હતો—પછી રાચરચિલું વેચી ખાવા માંડયું. મોટા ખર્ચો ઘટાડી શકાયા નહી, અને જોકે ગાડી ઘોડા કાહાડી નાખ્યા તોપણ મેહરબાઇએ "આબરૂની ખાતર" ઘણી ફિશ્યારીઓ ચાલુ રાખી. પણ ઘરેણું લતુ, માલમતા વેચતાં તો માત્ર પેટનું પુરૂં થયું. તેટલાંથી માગનારાઓનું કેમ પુરૂં કરાય? માટે સેવટે જે ખરી ખરાબી થઈ તે આ કરજના સાચાથી અને માગનારાઓના દોરથી થઈ.

કરજ મોટું હતું, ઘણા જણાનું હતું. ભાડાં તોડાં, કર, સરકારી દેણું, ચાકરોના પગાર, ઘોડાવાળા અને મસાલના પગાર, દુકાનદારોના બિલ, વેપારીઓના આંકડા, સેવટે સાહુકારો પાસેથી કહડાવેલી રકમો એ સર્વ કરજનો બોજો જ્યારે એકઠો થયો ત્યારે ભારી પડ્યો, અને જ્યારે ચોબાજુથી તેનું દબાણ આવી પડયું ત્યારે આ "શેઠ બાવા" અને "શેઠાણીમાય" ભાગી પડયાં.

"માહીમ કાસ્ટલ" તેના ગિર્વીદારે વેચવા કાહાડયો હતો અને મનચેરજી તથા મેહરબાઈ માહીમમાંજ એક નાના બંગલામાં જઈ રેહેવાનાં હતાં તે આપણે આગળ જોયું. એ ફેરફારથી પણ તેઓની હાલત સુધરી નહી. નવા બંગલાનું ભાડું ચહડી ગયું. બે મહિના ચહડયું, પછી ચાર થયું, પછી છ થયું, પણ જેમ વધતું ગયું, તેમ તે રકમ આપવાની વધારે ભારી પડી. અંતે બાર માહીનાનું ચહડી ગયું ત્યારે ઘેરવાળો થોભ્યો નહી. તે એક ભંડારી હતો. મેહરબાઇને મનથી તે ઘણો નિર્દય, ઘાતકી હતો કે તેણે થોભવાને ના પાડી, પણ શેઠબાવા ઉપર ફરિયાદી ઠોકી, ડીકરી કરાવી લીધી અને અંતે શેઠબાવાના સામાણ તથા માલમતા ઉપર ટાંચ લાવ્યો.

જેમ એક વખતે ગુલી ગરીબના સામાણ ઉપર "એજ" શેઠબાવા ટાંચ લાવ્યા હતા તેમજ આજે શેઠબાવાના સામણ ઉપર ભંડારી ઘેરવાલો ટાંચ લાવ્યો. ટાંચ આવી ત્યારે શેઠબાવા ઘેરમાં નહી હતા. મેહરબાઇ એકલી ઘેરમાં હતી અને તે બેલીફના દરામણા ચેહરાથી એકદમ ગભરાઈ ગઈ. શું કરવું તેની તેને સમજ પડી નહી. તેણે બેલીફના માણસોને ગાલ દીધી. "મુવાઓ! પુછવા પરછવા વગર, કોઇના બચ્ચાં છોકરાંના ઘેરમાં ધસી આવવાની તમારી તાકત શું? મુવાઓ મારા ધણીના દુશમનનો વખત માઠો આયોછ, તેથી તમોને ફાવતું પાયુંછ?" ઇત્યાદી, ઈત્યાદી. પણ બેલીફના માણસો આ સઘળી ગાલ ગલોચી ઉપર હસ્યા અને પોતાના કામ ઉપર મંડયા, જેમાં પેહલું કામ એ હતું કે સઘળા સામાણની એક ટીપ કરવી.

મેહરબાઇને જ્યારે કશો ઉપાય નહી સુજયો ત્યારે તુર્તજ એક ગાડી મંગાવીને તે

ઘેરની બાહાર નિકળી. તે બેલીફના માણસોને એક કલાક થોભાવી ગઈ કે હું "કેથેથીબી રૂપીયા લાવીને તમોને ભરૂં તો બસ? હું લેવાજ જાઉંછ અને તમોને લાવી આપુંછ." ઘેરમાં સામાણ તપાસવા બીજાં છોકરાં હતાં. વીકો ઘેરમાં હતો. હીજુ સ્કુલમાં ગયો હતો, તેમ વળી અદુભાઇની માથે પડેલી વાંધવા દીન વહુબી ઘેરમાંજ હતી, અને હીલ્લુ જેને મેહેરબાઇએ આગલ મોટાં સાસરાંવાસરાં જોઇને અદરાવી હતી—"હોલીમાં હોમાવી હતી"—તે પણ પરણ્યા વગર માબાપનાજ ઘેરમાં માથે પડેલી હતી.

માટે આજે અંહી હોરમજશાહશેઠના, બરાબર બોલીયે તો ગુલી ગરીબના દીકરા રૂસ્તમના બંગલામાં મેહેરબાઈ ગભરાયલી, લૂટાયલી, લેવાયલી ધસી આવી તે પોતાના ગભરાટમાં કાંઈ પણ મદદ મેળવવાની આશાથી—અથવા કાંઇ નહી તો પોતાનાં ઘેરપર આવેલાં આ આફતથી ન્હાસીને આવી હતી.

"ઓ! હું મરી ગઇ જો! અમારી તો કમબખ્તી થઇ જો! અમે તો બધાં મુવાં જો!" તે જમવાના ઓરડામાં આવતાંની વાર કોઇને આવો જાવો કીધા વગર એકદમ એક કબટને અઢેલીને ધ્રૂજતી અને રડતી બોલવા લાગી.

તેને આ હાલતમાં જોઇને નાસ્તા ઉપર બેઠેલાં સર્વ જણ ગભરાટમાં ઉઠીને ઉભાં થયાં. આઈમાય ઘેરની ધણીયાણિ દાખલ તેનો હાથ ઝાલીને તેને નાસ્તાની ટેબલ આગળ બેસાડવા લાવી, પણ જેમ જેમ તેની વધારે બીજમત અને માવજત થતી તેમ તેમ મેહેરબાઈ વધારે હાય અફસોસ અને કળાપીટ કરતી.

"અરે! હું જમતી મુઈ! દીકરી આઈ, તું મને જમાડવાની બોહસ ના કર!" તે બોલી. "તમે લોકો જમો. મને ભુખ નથી. મારી ભુખ બધી મરી ગઇછ. આજ આઠ આઠ દિવસ થયા અમે પેટ ભરીને જમ્યાં નથી. પણ અમોને જમવાની રૂચીજ નથી. ઘેરમાં સુખ હોય-તો પેટમાં ભૂખ હોય. અમારૂં સુખબી ગયું અને ભુખબી ગઈ."

"પણ છે શું? તમે ગભરાવો ના, બીહો ના, શું છે તે કહો." હોરમજશાહશેઠે તેની પાસે આવીને તેને થંડી પાડી.

"માય મેહેરબાઈ, જો મારીથી કાંઇબી બીજમત કરાય એવું હોય તો કહો." રૂસ્તમે મદદ આપવા ચાહ્યું "હું મારી બનતી મદદ આપવાને તૈયાર છું."

આઇમાયે બોહસ કરીને મેહેરબાઇને એક સુંદર સોફા ઉપર બેસાડી. તેની એક બાજુએ ખરશેદબાઈ બેઠાં, બીજી બાજુએ તેવણના વેહવાણ ગુલબાઈ—આપણી "ગુલી ગરીબ" હો!—બેઠાં, અને તેઓની ઘણી સમજાવટથી મેહેરબાઇના જીવને ઘણીક ધીરજ આવી ત્યારે આઇમાય તાકીદથી તેને માટે ચાનું એક કપ કરી લાવી તે મેહેરબાઇએ પીધું. આગળ વળી એક બાજુએ હોરમજશાહ ઉભા, બીજી બાજુએ રૂસ્તમ ઉભો. પણ જાહંગીર લંગડો જ્યાં નાસ્તાની ટેબલ ઉપર બેઠેલો હતો ત્યાંજ બેસી રહ્યો. તે ઉઠયો નહી કે જરાબી ખસ્યો નહી. તે શેઠબાવાને અને તેની આ બાયડીને ખરાં દિલથી ધિક્કારતો હતો, માટે મેહેરબાઇની આગળ આવવાની જાંહગીરે દરકાર કીધી નહી.

---

## મેહરી "ગરીબ" રૂસ્તમજી "શેઠ" ની મદદ માગેછે.

"હોરમજશાહ, રૂસ્તમ ભાઈ, રૂસ્તમજીશેઠ" જે છોકરાને પોતે આગળ હદ વગરની અદેખાઈ અને હજારો ગાલોથી ધિક્કારેલો તેને અચકી અચકીને અંતે "શેઠ" દાખલ કબુલ કરી મેહરબાઈ બોલી "હું પેહલાં તો તમારાં કારખાનામાં જઈ આવી, પણ ત્યાં મેં તો જાણ્યું કે શેઠ શરીફ થયા તેની ખુશાલીમાં આજે કારખાનામાં છુટી આપીછ અને તમે બધાં અંહી મોજ કરવા આવેલાંછો, ત્યારે હું અંહી આવી. તમારી મોજમાં હરખત થઈ તેથી માફ માગુંછ, પણ મારા ગભરાટનો પાર નથી અને તેથી હું મારતી ગાડીએ દોડી આવીછ."

અંહી મેહરબાઈ કશી પણ રીતે અોસકાયા વગર પોતાના વરના માઠા વખત અને પોતાનાં કુટુંબની દુર્દશાનો હેવાલ કેહવા પડી. પોતાની કેવી ગરીબાઈ આવી બની, પૈસા ટકા કેવા જતા રહ્યા, ધંધો કેવો ભાગી ગયો, દીકરાઓ કેવા નઠારા નિકલ્યા, કરજ કેવું વધી ગયું, પેલા ધેરવાળા ભંડારીએ કેવી ડીકરી મેળવી અને અંતે "તે મુવાને એટલી દયા નહી આવી કે ટાંચ બાવતાં મુવો ચોવીસ કલાકનીબી વાર લગાડે" તે વિષેના મેહરબાઈ પોતાના રોદરા રડવા લાગી.

પણ વાંકમાં વાંક તે નસીબનો કાહાડવા લાગી. નહી પોતાનો વાંક કે નહી પોતાના વરનો વાંક, યા નહી દીકરાઓને હાપે કરીને બગાડયા તેનો વાંક, પણ મેહરબાઈએ માત્ર નસીબના સખનો, દાહડાની ચાલનો, અને ઉંધા અહનો હવાઈ વાંક કાહડયો.

"મને સમજ નહી પડતી કે શું કરશું? શરીફનો માણુસ તો મુવો ધરતાં ધરાતો નથી ને પોબાવેલો કરતો નથી. મુવો તો અમારાં હાલાંજ બાહાર કાહાડવા ને અમોને મોહલામાં રખડતાં કરવા બેઠોછ, તોબી હું એક કલાકમાં પૈસા ભરવાનો વાયદો આપીને આવીછ."

"અને તમે પૈસા ક્યાંથી ભરશો?" ખરશેદબાઈએ પુછયું.

"હું નથી જાણતી કે ક્યાંથી ભરાશે." મેહરબાઈએ અંતે લાચારીથી મદદ માંગી અને વળી એ ભીખારીપણાના બદલામાં આગલી સગાઈઓ યાદ કીધી. "હોરમજશાહ કાંઈ ગરીબ સગાંની મેહર તમારાં દિલમાં હોય તો તમે મને આ દુઃખમાંથી છોડવો. ખરશેદ બેહન, એક વખતે આપણ વચે બેહન બેહનનું નાતું હતું તો હું જાણુંછ કે તમે અમોને રખડતાં નહી કરશો. ભાઈ રૂસ્તમજી—રૂસ્તમજી શેઠ તમે મોટા લોક થયા તેથી તમે તો અમોને નહી ઓળખો, પણ તમારાં માયજી ગુલબાઈ મને ઓળખતાં હશે ને તમારા બેહસ્તી બાવા ગુમાસ્તાના ગાંધી ને હું તો માસીમાસીના પેપે જો બા, તેવણ નાના હતા ત્યારે હું ને તેવણ બેહુ સાથે એકજ ધેરમાં વસેલાં છીયે, વાસ્તે આપણે અસલ સગાં છીયે તો તમે અમારા આવા વખતમાં અમોને વીસરશો ના."

નહી. ગુલી "ગરીબ" વીસરી ગઈ નથી. રૂસ્તમ પણ વીસર્યો નથી. અને તે શું? તે આજ પંદર વીસ વર્ષની વાત છે કે જ્યારે એજ પ્રમાણે બિચારી ગુલી "ગરીબ" ના ધેરમાં ટાંચ આવી હતી, જ્યારે એજ પ્રમાણે બેલીફના માણુસોએ તેના સામાણની ટીપ કરવા માડી હતી.

વળી બેહસ્તી ગાંધી, જેની સાથે મેહરબાઈ આજે સગાઈ કાહાડવા નિક-

બીજે તે બિચારો જીવતો હતો ત્યારે તેણે પોતેજ ગુલીને પોતાની સગી મેહરબાઇની મદદ માગવા મોકલી હતી. તે પણ વળી કાંઇ ભીખરૂપે નહી પણ માત્ર બિચારા ગાંધીના શિક્ષકના ધંધામાં કોઈ સારાં માણસનો હવાલો માગે તો પોતાના માતબર સગાંનો હવાલો આપવો એટલીજ ગુલી રજા માગવા ગઈ હતી. પણ મેહરબાઇ તેના ઉપર એટલી ખીટેલી હતી કે ગાંધીને મદદ આપવાને બદલે તેના ગુજરવાને દસમું ગયું એટલામાં મેહરબાઇએ મનચેરજીશેઠને શિખવીને ગુલીના સામાણપર ટાંચ મોકલાવી હતી.

અને તેબી કાંઇ મનચેરજી તેનો માગનાર નહી હતો. ઘેરના માલેક તો હોરમજશાહ શેઠ હતા, પણ તેવણની રજા વગર શેઠબાવાએ બિચારી ગુલી ઉપર ટાંચ મોકલી હતી, અને ગુલીને રખડલી કરવાને એ મનચેરજી તથા મેહરબાઇએ એકસંપ થઈ ગુલી ગરીબના બેહેસ્તી ભર્તારના ગોવા હાડ ધુજાવ્યાં હતાં. ગુલી પોતે પોતાના વરના દસમાં વીતાં શેઠબાવાના કાલાવાલા કરતી તેની આફીસમાં ગઇ ત્યાં વટીક તેણે ગુલીને હાડમાર કરીને પાછી વાલી હતી; અને અંતે ગુલીએ ઘેરના માલેક દાખલ હોરમજશાહ શેઠની મદદ માગી ત્યારેજ તેના ઘેરપરથી ટાંચ ઉચકાઈ અને તેવણે આવીને ગુલીના ઘેરમાં ઘુસેલા પેલા અદુભાઈ અને બીજાઓને બાહાર કાહાડયા હતા.

આજે તે આગલો વખત ગુલી અને રૂસ્તમની આંખ આગળ આવીને ઉભો. પણ આજે સઘલું ઉલટાઇ ગયુંછે. જે તે વખતે મદદ માગવા અને સગાઈની યાદ આપવા ગઈ હતી તે આજે મોટી બાઇ થઇછે, અને જે મોટી બાઇએ તેની સગાઈ ના પાડી તેને ભીખારી પેઠે હાંકી કાહડી હતી તે આજે તેનીજ પાસે ભીખ માગતી આવીછે અને તેજ સગાઇની યાદ આપેછે.

મેહરબાઇથી તેના ઉપર આવી પડલી મુશકેલીની સઘળી હકીકત સાંભળી હવે તો તેની મદદને માટે ગંભીરાઇથી હોરમજશાહ વાતે વળગ્યા. "મેહરબાઈ, તમે અમારીથી મદદ કેવી રીતે ચાહોછો તે મને સમજ પડતી નથી." તેવણે પુછ્યું.

"તમે સમજતા નથી?" મેહરબાઈએ લગાર અચરતીથી પુછ્યું. "હું ઘેરવાળાને ચહડેલું ભાડું ચુકવી અપાવવા ચાહુંછ. તમારી પાસે ખોદાવંદતાલાના આપેલા પૈસામાંથી એટલી રકમ તો તમે કેવી કેવી નાંખી દેતા હશો."

નાની ને નાનીજ વાત. બાર મહીનાનું ભાડું ૧૨૦૦ રૂપીયા થયું હતું અને હોરમજશાહશેઠને લાગ્યું કે તે રકમ ઘણી મોટી હતી.

"એમ પૈસાની રકમો નાખી દેવાનો મારો ધારો નથી મેહરબાઇ." શેઠે તેના તાણાંનો ગંભીર જવાબ વાલ્યો. "પણ તમે જરા વિચાર કરશો તો તમારી ખાતરી થશે કે તમોને આ રકમ પગાર કરવી એ ફોકટ પૈસા પાણીમાં નાખવા બરાબર છે. હું તમારા ઘેરવાળાનું ભાડું ચુકવી આપીશ તો જેવી તે વાત બાહાર જણાઈ કે તુર્ત બીજા સઘળા માગનારાઓ એજ પ્રમાણે નાણા પગાર કરાવવાને ટુટી પડશે અને તેથી તો તમોને ફાયદાને બદલે વધારે ગેરફાયદો થશે."

"બીજા માંગનારાઓ થોભશે." મેહરબાઈએ એક છેલી આશા બતાવી. "શું દુકાનદારો અને બીજાઓ થોભે નહી કે? વેપારીઓ તો ધરાકો ઉપર ગમે એટલી રકમ ચહડાવ્યા કરે."

"પણ તે ક્યાં સુધી?" શેઠે પુછ્યું "અગત કરીને ઘેરવાળાનું ભાડું તમે ચુકવી આપ્યા પછી તેઓ કેમ થોભે?"

"કાં નહી? તેઓ જાણેછ કે બધાંને કાંઇ એકદમ આપી શકાવાનું નથી." મેહરબાઈની તકોબરીએ હજી તેને મરડાટ

ભરેલા જવાબ શિખવ્યો. "માગનારાઓ-એ થોભવુંજ જોઈયે."

"પણ કિયા વખતને માટે તેઓ થોભે? શું તમે કાંઈ વારસાની વકી રાખોછ? શું તમારા કોઈ બીજા મામા તમારે માટે દોલતની થમણી મુકી જવાનાછે?"

શેઠ મેહરબાઇને આ ઘણી દુઃખ ભરેલી યાદ દેવાડી. બેહેસ્તી રૂસતમજી દુબાશના આપેલા વારસા કરતાં બમણી રકમ મેહરબાઈએ ખરચી નાંખી અને તેથી પોતાનોજ વારસો નહી પણ બિચારા રૂસ્તમજી પોતાના ભાણેજ ગુમાસ્તાના ગાંધીને માટે વારસો કાહાડી ગયા તે પણ ખરચી ખાધો અને તોબી મેહરબાઈની હાલત તો જેવી ને તેવી રહી, તે કોઈ રીતે સુધરી નહી. મેહરબાઇને તેના વરે એકથી વધારે વાર યાદ આપી હતી કે ગાંધીના વારસો તેઓ ખાઈ ગયાં તેની તેઓને આ હાય નડેછે.

હોરમજશાહશેઠ કાંઈ એ વાત જાણતા નહી હતા. તેવણ તો સેજ બોલ્યા કે કોઈ વારસો મળવાનો હોય તો મેહરબાઈના માગનારાઓ થોભે. પણ મેહરબાઈ એ યાદથી મુગીજ થઈ ગઈ. તેનું હૈડું ધડકવા લાગ્યું અને તે સમજી કે માગનારાઓ ખરેખર થોભવાના નથી—આ ચહડેલું ભાડું ચુકવી આપ્યા પછી તો તેઓ નથીજ થોભવાના.

"હવે હું શું કરૂં, હોરમજશાહ? શું કરૂં, રૂસ્તમજી શેઠ?" મેહરબાઇએ અંતે લાચાર થઈ પુછ્યું. "મનચેરજીશેઠનું તો દુશમનનું કાંઇ ઠેકાણું નથી જો. એવણનાં માઠાંના માગતાનું તો બિજાુંજ ઠેકાણે નથી. એક વખતે એક વાત કરેછ ને બીજી પલમાં તે પાછી ભુલી જાયછ. શેઠબાવા તો મરદ મેડ થઈ ગયાછ. મારૂં કોઈ માથે વાલી નથી, કોઇ મદદગાર મુરબ્બી નથી કે તેને જઇને કહું. હું તમારીજ મસલત અને મદદને આધારે છું."

"પણ અમે શું કરીયે તેની અમને સમજ પડતી નથી." હોરમજશાહશેઠે પોતાની તરફથી તેમજ રૂસ્તમજી "શેઠ" તરફથી પોતાના મનનો ખરેખરો ગુચવાડો જાહેર કીધો. "જો તમે એમ ધારતાં હોવ કે તમારૂં બધું કરજ અમારે અદા કરવું તો તે તો બનેજ નહી, કાંકે તે રકમ કાંઈ નાની નથી અને તે આપવા માટે તો એક આખી આઇતી દોલત જોઇયે. અને તે કરજનો જો એક ભાગ અમે ચુકવી આપીયે તો તેથી કાંઈ તમોને ફાયદો થતો નથી. અમે કાંઈ એટલા તાલેવંત નથી અને અમને પણ અમારો ખર્ચ કરવો જોઇયે, અમારો વખત તપાસવો જોઈયે. અમારે પણ અમારૂં કુટુંબ પાળવાનુંછે."

"વારૂ ત્યારે મારી ઉપર એક મેહરબાની કરો. તમે જરા મનચેરજીશેઠને તો મળો ને તેવણ સાથ કાંઈ મસલત કરીને કાંઇ તો રસ્તો બતાવો. મારી ગાડી છે, મારી સાથ આવો ને કાંઇ તો કરો."

"મારાથી હાલતો તમારી સાથ નહી અવાશે મેહેરબાઇ" હોરમજશાહશેઠે શેકડો જવાબ દીધો, પણ તે ખોટો યા ઉડાવનારો જવાબ નહી હતો માટે તેવણે ખોલાસો કીધો કે "હમણાજ એ વાગતે હાઈ કોર્ટમાં એક સભા મળવાની છે ત્યાં મને શરીફના મારા ઓધાની રૂહે હાજર રેહવાનુંછે."

"હા. હા. તમારી હવે વાત નહી થાય. તમે તો મોટા ઓધેદાર થયા. તમે તો શરીફ થયા, હોરમજશાહ." મેહરબાઈ યાદ કરીને બોલી. "કેવા તમે નામીચા બન્યાછ!"

"હું તો જેવો ને તેવો ગરીબ છું, મેહરબાઈ" હોરમજશાહએ નમનતાઇથી જવાબ દીધો. "તમારાં ખાનદાનની મગરૂરી આગળ હું શું બિશાદમાં? તમેજ આગળ એમ ધારતાં હતાં કે હું એક કારખાનાવાળો પદવીમાં તમે શેઠિયાઓ કરતાં હલકો. એ મારી હલકી પદવી તરફ જોતાં અલબત્તાં મને માન મલ્યુંછ તે વધારે મોટું છે."

"ત્યારે હવે હું જાઉંછ." મેહરબાઇ નાચાર થઈને ઉઠી.

"હા. સિધારો." શેઠે ટેકો આપ્યો, પણ તેમાં ટકોર કાંઈ નથી તેની ખાતરી આપવા વધાર્યું કે "પણ હું મિટિંગમાંથી ફારગ થયા પછી સાંજે તમારે ઘેર આવીશ. મનચેરજી શેઠ ઘેરમાં મળશે કે ?"

"હા. મળશે. પણ હમણા તો ત્યારે ટાંચ આવીછ તે આવવા દેવું ?" મેહરબાઇએ નાચારીથી વિચાર આપ્યો, પણ તેટલાં વળી તે અચબુચ રૂસ્તમ તરફ ફરીને બોલી. "ભાઈ રૂસ્તમ—રૂસ્તમજી શેઠ—વારૂ તમે તો જરા મારે ઘેર આવી બેલીફને સમજાવો. મારી તરફથી વાત કરનાર કોઈ નથી."

"હું ખુશી સાથ આવતે, પણ હુંબી શેઠ સાથે મિટિંગમાં જવાને બંધાયલો છું. તે મિટિંગમાં શેઠ સરનશીન થવાનાછે ને હું સેક્રેટરી છું, એટલે મને પણ જવાની ફરજ છે."

આ જવાબ ઉપર સંતોષ પકડવાની મેહરબાઇને ફરજ પડી. તે ઉઠીને ખાલી હાથે આવી તેવી પાછી ગઈ. ખરશેદબાઇ તેને દરવાજાવેર મુકવા ગયાં અને તેવણ પાછા ફર્યાં, ત્યારે આઈમાય અને જાંહગીર એટલા ઉપરજ હતાં.

"એ શું ?" જાંહગીર લંગડો જે અત્યારસુધી કાંઈ બોલ્યો નહી હતો તે મેહરબાઇના જવા પછી ઉખડયો. "આ 'શેઠબાવા' ના 'શેઠાણીમાય' ની આ ધાંધલનું નામ શું ?"

"શું ? ગરીબાઇનો ગભરાટ."

"નહી. એ બધી હરામખોરી. જોઈ કેની ? ભીખારી થવા છતાં હજી કેટલી પતરાજી મારેછ." જાંહગીરે યાદ આપી.

"જાંગલા, જાંગલા, કોઈના પડતા વખતમાં તેમને માઠું નહી બોલીયે. મુગો રેહ," ખરશેદબાઇ જે મેહરબાઇને દરવાજા ઉપર મુકીને એટલીવારમાં પાછાં ફર્યાં તેવણે પોતાના દીકરાને ચુપ રાખ્યો. "એમાં હરામખોરી શાની ? બિચારાંઓ પોતાની મેળે નરમ પડયાં."

"હજીબી નરમ ક્યાં પડયાંછ ? હજીબી 'શેઠબાવા !' નામપર ભાર કેટલો મુકેછ ? હજીબી મરડાટ કેટલો ? 'મારી ગાડી છે!' ગાડી કોણના બાવાની ? બાનુનીજ તો ! 'તમે મારે ઘેર આવો'—'ને તમે શેઠબાવાને મળો'—એના બાપના ચાકર પડયા કેની ? ને 'હોરમજશાહ તમે તો હવે મોટાં લોક થયા,' એટલે કે જાણે આગળ તો આપણે નાના હતા ને આગળ એજ મોટાં હતાં. જાણીબુજીને ઉડાઉપણાથી પોતાની ખુહારી કરવી અને પછી બીજાઓની મદદ માગવી. હાથે કરીને કુવામાં પડવું ને પછી કેહ કેજે તમે મને કાહાડો. હું કહુછ કે એ કાંઈજ નહી પણ હરામખોરી !"

"પણ તેમાં તારૂં શું ગીયું ? તું મુગો રેહની."

"હું કાંઈ એને કેહવા જાઉંછ ? હુંતો આપણુ પોત પોતામાં વાત કરૂંછ. એજ શેઠબાવા ને એજ શેઠાણીમાય બિચારાં ગરિબોને કેવાં હીણતાં હતાં ! એઓને મનસે બધાં ગરીબ તે હલકાં ને નીચાં હતાં ! સારાં માણસો ગમેએટલી આબરૂવાલાં હોય અને ગમેએવી રીતે આબરૂથી ધંધો ચલાવતાં હોય તેઓની પદવી ઉતરતી ! અને એ બધાંથી ઉંચાં ને ખાનદાની ! એક દુબાસના આપતા પૈસાપર હાથ મારીને વળી પોતાને ઉંચાં કેહતાંતાં !"

## પ્રકરણ ૨૦૯ મું.

## "વગર બાડાંનાં ઘેર" ની ફિકર.

મનચેરજી મેટાભાઈની માઠી હાલત વિષે હોરમજશાહ શેઠ બાંધેલી અટકલો ઓછી નહી હતી. સાંજે મિટિંગમાંથી છુટયા પછી શેઠ રૂસ્તમની સાથે કબુલાત મુજબ પરેલમાં શેઠબાવાને બંગલે પાછા આવ્યા અને તેઓએ એકવાર મોટા ભપકાદાર મેહલમાં રેહનારાં આ કુટુંબના ઘેરમાં ઘણીક દરિદ્રતા અને કંગાલિયતની નિશાનીઓ જોઇ.

ઘેરવાળાએ આપેલી ટાંચના વર્તમાન બીજા માંગનારાઓને જણાયાથી તેઓ શેઠબાવાના ઘેર ઉપર ચઢી આવ્યા હતા અને પોતપોતાનાં લેહણાના તકાજામાં તેઓએ મનચેરજી અને મેહરબાઈને આજે ઘણો કંટાલો આપ્યો હતો. ટાંચના બદલામાં બેલીફો મનચેરજીનો રૂ૧૨૦૦ ની કીમત જેટલો માલ ઘેરમાંથી ઉચકી ગયા હતા. આટલું તો ખરૂં છે કે હજી ઘેરમાં કીમતી સામાન પડેલો હતો; પણ બીજા માગનારાઓ પોતપોતાનાં લેહણાની વસુલાતમાં એજ પ્રમાણે ફરિયાદી અને ટાંચ લાવાની ધમકી આપીને ગયા હતા.

જ્યારે હોરમજશાહ શેઠ પોતાના જમાઇ સાથ આવ્યા ત્યારે શેઠબાવા ઘેરમાં હતા, પણ પોતાના જમવાના ઓરડામાં ગયલા હતા અને સર્વ કુટુંબ પરિવારથી એકલા રોકાયલા હતા. શામાં રોકાયલા? આજ કેટલુંક થયું શેઠબાવાએ પોતાનો ગમ મારવા દારૂ પીવા માંડયો હતો. તેવણને પીપિયાટો તો આગળનોજ હતો, પણ પોતાનો વખત માઠો આવ્યા પછી તેવણે વધારે પીવા માંડયું હતું, અને હોરમજશાહ તથા રૂસ્તમ જઈ લાગ્યા ત્યારે પણ બાટલી અને ગ્લાસ વચેજ રોકાયલા હતા.

શેઠબાવાને હોરમજશાહ તથા રૂસ્તમ લાંબી મુદતે મળ્યા, અને તેના હાલ જોઇને તેઓ થોડો વખત તો ડઘાઇનેજ ઉભા. મનચેરજીના મુછાળા મોહ ઉપરનો આગલો રોબ અને તુમાખ જતો રહ્યો હતો. તેનો ચેહરો સુકાયલો, ભખી ખાયેલો અને કાળાટ મારતો હતો. તેના ગાલ બેસી ગયા હતા અને તેની આંખોમાં ખાડા પડયા હતા. તેનાં કપડાં મેળાં હતાં. તેનું અંગ દુર્બળ બન્યું હતું, અગત્ય કરીને તેના હાથ અને આંગળાં ધ્રુજતાં હતાં. તે આગળ ગમેએવો મીજાજી, કાટેલ, અકડબાજ હતો, પણ આજે તેનો ચીથડયો તથા મરણકાંઠે આવ્યા સરખો દેખાવ જોઇને કોણને દયા નહી લાગે?

આજ થોડુંક થયું શેઠબાવા ઘણા વીસરફામ થયા હતા. તે હમણા બોલેલું હમણાજ ભુલી જતા અને વાત શી હોય તેમાં કાંઇ બીજીજ વાત ભેલી નાખીને સઘળું ગથલમથલ કરતા હતા. વાત કરતાં કરતાં અચખુચ કાંઈ બેફામ થઈ કાંઇ બીજું બકતા હતા અને મગજ કાંઈ બીજીગમ ભમતું હોય તેવી રીતે અનાડી બની જતા હતા.

મનચેરજી ટેબલગમ ફરીને ટંબલરમાં દારૂ રેડતા હતા, તેની આગળ એક ચાકર સોડાની બાટલી ધરી ઉભેલો હતો, ટંબલરમાં "કટ" ની ઉપર સુધી ચાર આંગળ દારૂ હતો અને તેમાં શેઠબાવા એટલા રોકાયલા હતા કે પછવાડે હોરમજશાહ તથા રૂસ્તમ આવ્યા તે તેવણે જોયા નહી. સસરા જમાઇએ તેને જોતાંજ પોતપોતામાં ઇસારત કીધી કે શેઠબાવાનું ઠેકાણું નહી હતું.

તેઓ આવીને ઉભા પછી મનચેરજીએ તેઓગમ ફરીને જોયું ત્યારે જાણ્યું કે આ બે મોટા માણસો તેને મળવા આવેલા

હતા. "આવો, શેઠ, આવો" કહીને તેણે તેઓને શેકહેંડ કરવા હાથ લાંબો કીધો. તે હાથ જેટલો ધ્રુજતો તેટલો થંડો હતો. ગમેઓટલો દારૂ પીતાંબી શેઠબાવાના દિલમાં ગરમી આવતી નહી હતી.

ચાકર સોડાની બાટલી તુર્ત પાછી મુકીને ટેબલ આગળ બે ખુરસી લાવ્યો અને ત્રણુંદ જણ સાથે બેઠા. મનચેરજીએ બેહુને દારૂ આપવા માગ્યો પણ દારૂ લેવા માટે સાંજનો વખત ઘણો વેહલો હતો. તોપણ મનચેરજીએ વાતની વચે પોતાની "પેગ" ચાલુ રાખી.

"કેમ છો? ઠીકતો છો? જીવને તો સુખ છે?" હોરમજશાહે પુછયું. "કાંઈ સીક જેવા લાગોછ? તબીયત તો સારી છેની?"

"હા. મને શી ધાડ આયછ? હુંતો સારીપેઠે છું."

"અમે તમારી આફીસમાં જઈ આવ્યા પણ તે બંધ જોઈને અમે અંહી આવ્યા."

"આફીસમાં કાંઈ કામ રહ્યું નથી. ત્યાં ખાલી ટેબલપર બેસીને હાલતો માખ મારીયેછ."

"ફિકર ના કરો, એ દાહાડોબી વહી જશે. મેહરબાઈએ આજે સહવારે અમારે ત્યાં આવીને ફરમાસ કીધી કે તમોને મળીને તમારે વિષે વાત કરીયે, ને કાંઈ મામલો સુધારવાના ઉપાય કરીયે. તેવણને એવી બાબતની કાંઈ સમજ નથી."

"ઉપાય શો કરશો?" મનચેરજીએ લાચારી બતાવી. "મેહરીએ તો બરાબર બૈરાંની રીતે હજી ઉપાયની આશા બતાવીછ, પણ જ્યાં કામ હાથથી ગયું ત્યાં ઉપાય શું ચાલે? હું બધી તરફથી ભીડાઈ ગયોછ. અગરજો મુંબઈ બેંક લાખ ડોહડ લાખની રકમ મને ભેટ કરી દેય, તોજ મામલો સુધરે. પણ એમ કોઈ આઈતા પૈસા આપે? વાત તો બેહકી. બધું જવાનું ને તેની સાથે અમે પોતેબી જવાનાં."

"તે સાહેબ સહુનો બેલી છે. ખોદાપર સબુરી રાખો ને હજીબી કાંઈ હાલતમાં ફેરફાર કરવા વિચાર કરો."

"ફેરફાર થઈ થઈને એટલોજ થશે કે હું અંહી રહુંછ તેને બદલે વગર ભાડાંના ઘેરમાં મારૂં રેહવું થશે. આજે માંગનારાઓ મને જેલમાં નાંખવાની ભપકી આપી ગયાછ, તો જોકે મને બંદિખાને નાંખ્યાથી તેઓનું કાંઈ લેહણું વસુલ થવાનું નથી."

આમ બોલીને મનચેરજીએ દારૂનો એક મોટો ગોટ ગલ્યો અને તેના ખંખાર સાથ એક અટકાર મારીને ટેબલ ઉપર હાથ ટેકી તેમાં પોતાનું માથું ઢાંકી બેઠા.

---

## પ્રકરણ ૨૦૭ મું.

## શેઠબાવાને સનેપાત.

થોડીક વાર પછી અંતે હોરમજશાહેજ પાછી વાત છેડી કે "વારૂં, શેઠબાવા બધા મળીને કેટલી રકમના માંગનાર છે તેનો કાંઈ અડસટો કીધોછ?"

"અરે બલી ગયો અડસટો! હિસાબ ને અડસટા કરતાં હવે તો કંટાલો આવ્યો."

મનચેરજીએ પોતાના હાથ મોહડાં ઉપરથી ખિસાડતાંજ તેનો ચેહરો એકાએક જંગલી બનેલો જણાયો, તેની આંખ્યો લાલ અને જાણે કે લોહીમાં તરતી જણાઈ, અને તેનું મગજ પાછું ભમતું હોય એમ લાગ્યું. કાંકે પોતાની હાલતની આ વાતપરથી હવે તે કાંઈ બીજીજ વાત કરવા લાગ્યો, જે તેના આ બેહુ દયાવાન દોસ્તો સમજી શક્યા નહી.

"બળ્યા હિસાબ! બળ્યા ખર્ચ ખુટણ!

બળ્યા પૈસા !" તે જંગલી દેખાવથી બોલ્યો. "હોરમજશાહ તમનેખી શું ઘેલું લાગુંછ કે રાત ને દાહડો પૈસાની ને પૈસાનીજ વાત કરોછ? પણ પૈસાએજ મોહકાણ વાળીલી. મને સાફ કહ્યું તું કે જો આ પૈસા અમે રાખીશું તો તેથી અમારૂં સારૂં નથી થવાનું, ને તેમજ થયું. એ પૈસાથી અમારૂં સારૂં નહી થયું. તેના શ્રાપ અમોને નડયા. અદુભાઈના મુવા પછી મેં મેહરીને ઘણી વખત કહ્યું કે આ શ્રાપ નડયા તે જો. અડધોજ પૈસા અમારા ને તેને બદલે અમે બધાજ રાખ્યા."

મનચેરજી આ શું બકેછે તે વિષે હોરમજશાહ કે રૂસ્તમ બેહુ જણ અચરત થઈ એકેકનું મોહડું જોવા લાગ્યા. તેવણે મુગા બેસીને સઘળો બકબકારો સાંભળ્યા કીધો. પણ અંતે હોરમજશાહે તેને બોલતો અટકાવવા માટે પુછ્યું.

"પૈસા? તમે કિયા પૈસા વિષે બોલોછો?"

"પેલાજ તો? બેસ્તીના? રૂસ્તમજી ડુબાશના?" મનચેરજીએ પેલીજ તરતી આંખોના ડોળા કાહાડીને જવાબ દીધો. "જ્યારે તેવણ ગુજરયા ત્યારે હું ને મેહરી માહીમ કાસ્ટલમાંજ રેહતાંતાં. પેહલા વીલમાં બધી દોલત મેહરીના નામપર લખેલી હતી. પણ ત્યારપછી તેવણે અમોને પાસે બોલાવીને સોગંદ આપ્યા કે—"

એટલું બોલતાં મનચેરજી એકાએક અચકી ગયા. તેની નજર અચબુચ પોતાની આગળ બેઠેલા રૂસ્તમ ઉપર પડી અને તેના ચેહરાની યાદે મનચેરજીના ભમતાં મગજને એકાએક પાછુ શુદ્ધિમાં આણું. પણ તેમ કરતાં તે વળી પોતાની એક બીજી નબળાઈના ઝપાટામાં આવ્યો. તે નામો ભૂલી જતો એટલુંજ નહી પણ નામો ભૂલી જવા સાથ મનમાં સર્વેની ઉથલપાથલ કરતો. તે બેહસ્તી રૂસ્તમજી ડુબાશના વીલની વાત કરતાં એકાએક રૂસ્તમને જોઈને પુછવા પડયો.

"આવો ભાઈ. મી૦ ગુમાસ્તા તે તમેજ કેની?"

"હાજી ગુમાસ્તાની અટક મારીજ તો." રૂસ્તમે જવાબ દીધો.

"ત્યારે તો તમે મી૦ ગુમાસ્તાના ગાંધી?"

"નહીજી, હુંતો તેવણનો દીકરો રૂસ્તમ થાઉં."

"મનચેરજી તમે શું મારા રૂસ્તમને ઓળખતા નથી?" હોરમજશાહશેઠે યાદ આપી "તમે એને કારખાનામાં જોયલો; એની સાથે વાત કરેલી ને ભૂલી કેમ ગયા?"

"હા. હા. મને યાદ આવી." શેઠબાવાએ વળી યાદ કરીને જવાબ દીધો. "એ તો તમારો જમાઈ રૂસ્તમજી, હોરમજશાહ."

"હા. તમોને મેં એના લગનનું તેડું કીધુંતુંને?"

"હા. પણ તમારા જમાઈ દાખલ તો મારા વીકાને ધારેલો હતો. આ રૂસ્તમને બદલે મારો દીકરો તમારો ભાગિયો અને જમાઈ થવાનો હતો."

ખચીત મનચેરજી દિવાનો હોયા વગર આમ બકે નહી, એમ હોરમજશાહ અને રૂસ્તમ બેહુએ ધાર્યું. પણ તેના મનની હાલત ઉપર દયા કરી તેઓ એ વાતનો જવાબ ખાઈ ગયા અને મનચેરજીને બોલવા દીધો.

"તેવણે સઘળી દોલત મારી મેહરીને આપી હતી, મી૦ ગાંધીભાઈ" મનચેરજી વળી પાછો રૂસ્તમને તેના મરનાર બાપ સાથ ભેલી નાંખીને બોલ્યો. "બેહસતીએ બધી દોલત વીલમાં મેહરીના નામપર લખેલી હતી, અને તે વીલ અમે કોર્ટમાં પુરવાર કીધું હતું, એટલે અમે જે કીધું તેની સચાઈ વિષે કોઈને શક રહ્યો નહી. તમે સમજ્યા કે મી૦ ગાંધી?"

"સાહેબ, ગાંધીભાઈ તો ઘણા વર્ષના ગુજરી ગયા. હું તો તેવણનો દીકરો થાઉં."

"પણ તમે સાંભળો તો ખરા મી૦ ગુ-

માસ્તા. મારા સાહેબ વાતની વચમાં શું પટપટ કર્યા કરોછ? મને બોલવા તો દેતાજ નથી."

"બોલો બોલો, શેઠબાવા, શું છે?" હોરમજશાહશેઠે તેને થંડા પાડી બોલવા દીધા.

"બેહસ્તીએ પેહલાં તે વીલ કીધું તો ખરૂં, પણ પછી તેવણે તે ફેરવવા ચાહ્યું." હોરમજશાહની રજા આપવાથી શેઠબાવાને જાણે કે જીવને ધીરજ પેદા થઈ હોય તેમ તેવણ રાજી થઇને હવે તો બોલ્યા. "પણ તે વીલ ફેરવવાનો તેવણને ટાઈમ મળ્યો નહી. તેવણ અમોને પાસે બોલાવી મરવાની અગાઉ મોહડેથી અમોને કહી ગયા કે તે વીલ ખોટું હતું અને તેવણે તે રદ કીધું હતું, માટે બધી દોલત મેહરીએ રાખવી નહી પણ બે સરખા ભાગમાં બેહુ જણે વેંહચી લેવી."

"બે જણ કોણ? એક તમે અને બીજાં તમારાં મેહરબાઇ કે?" હોરમજશાહે વધારે પતીજને માટે પુછયું.

"અરે નહી નહી! એકતો મેહરી અને બીજો તો આ મી૰ ગુમાસ્તાના ગાંધીભાઈ." શેઠબાવાએ રૂસ્તમ તરફ આંગલી બતાવીને કહ્યું. રૂસ્તમ ફરીથી કેહવા જતો હતો કે તે હું નહી, પણ હોરમજશાહશેઠે તેને ઇસારત કીધી કે એનું બેજ્હું ઠેકાણે નથી માટે એને બોલવા દેવો અને તેથી રૂસ્તમ ચૂપ બેઠો.

"બેહસ્તી કહી ગયા કે તેવણની દોલતના બે સરખા ભાગ કરવા—બરાબર સરખા હો! એક પઈનો તફાવત નહી પડે. અડધા પૈસા મેહરીએ લેવા અને બાકીની અડધી પૂંજી તમોને, મી૰ ગાંધીને આપવી. પણ અમે બધી દોલત લઈ બેઠાં અને તમારો વારસો અમારીથી ખવાઇ ગયો."

---

## પ્રકરણ ૨૦૮ મું.

## હરામનું ફુટી નિકલે તે એનુ નામ.

શેઠબાવાના આ સઘલા અજાયબ જેવા બકબકારાનો ભેદ રૂસ્તમ હવે સમજ્યો. પણ સસરા જમાઈ બંને ચૂપ બેસી રહ્યા અને શેઠબાવાએ પોતાનો એકરાર ચાલુ રાખ્યો.

"અમારી ધારણા, ભાઈ ગાંધી, તારા પૈસા હજમ કરી જવાની નહી હતી. અમે તુંને ઠગવા ધાર્યું નહી હતું. અમે એમ ધાર્યું કે તુર્ત વેળા તારા પૈસા વાપરવા અને પછી તારો પત્તો મળે ત્યારે અમારી હાલત સુધરવાથી તુંને પાછા આપવા. પણ અમારો ખર્ચ મોટો હતો. અમારૂં કરજ ઘણું થયું. તારો વારસો અમે અમારા વપરાસમાં લીધો અને પછી જ્યારે તું મુંબઈ આવ્યો તથા જ્યારે તું મરી ગયો ત્યારે અમે તારો હક વીસરી ગયાં. પૈસા હોય શું કે અમે આપીયે? તુંને પાછા આપવાનો વખત ગયો તે ગયો. પણ તારા પૈસા અમે ખાઈ ગયાં તેનાં ફળ અમે અમારી જીંદગીમાં જોયાં. હરામનું લીધેલું ફુટી નિકળે તે એનું નામ."

"મી૰ ગાંધી અમે તારા ગુનેહગાર છીયે." મનચેરજી જરા દમ ખાઈને પાછું બોલ્યા. "પણ અમોને સજા થઈ ચુકીછ. હું તારી માફી ચાહુંછ. તું મને માફ કરશે? અને મારો દોસ્ત થશે?"

"મોટી ખુશી સાથે, શેઠ" રૂસ્તમે ઉલટભર ઉઠીને શેઠબાવાનો હાથ પોતાના હાથમાં ચાંપ્યો.

"આહા! તમારી જે હાલત હતી તે કરતાં ખરાબ હાલત આજે મારી થઈછ." રૂસ્તમના માફ કરવાથી શેઠબાવા તેની ઘણીજ કદર બાવા લાગ્યા. "હું જાણુંછ કે મુંબઈ આવ્યા પછી તમો લોકો ઉપર ઘણી વેહલા પડી હતી. એ વખતે જો

તમોને તમારા પૈસા અમે આપ્યા હતે તો તમોને ઘણું સુખ થતે. રકમ નાની નહી હતી. તમારો ફાલો એક લાખની ઉપર હતો, અને તે જો તમોને મળ્યો હતે તો તમારી દલદર જતે."

"તે કોણ જાણે જી?" રૂસ્તમ ખુશ મિજાજથી મોટું દિલ દેખાડીને બોલ્યો. "અમારી પાસે પૈસા હતે તો અમારી હાલત સુધરતે કે પૈસાના સુખ અને લાડથી અમે વધારે બિગડતે તે કાંઈ કેહવાઈ શકાય નહી. અમે મેહનત કરીને વધ્યાછ તે પૈસા પાસે હતે તો કદાચ નહી કરતે અને આળસાઈથી અમે મેહનત કીધા વગર માઠી હાલતમાં પડી રેહતે."

"ખરેખર, તમે તો ઘણા વધી ગયા ને અમે તદન પછાત પડયા. હું ધારતોતો કે મારા પૈસાથી અને ખાનદાનથી ખરા ગૃહસ્થ તો મારા દીકરાઓ છે અને તમો લોકો ચાકરી કરોછો તેમાં ગૃહસ્થપણું નથી. અંતે ખરા ગૃહસ્થ તો તમે થયા, તે પૈસા વગર. તોબી તે પૈસા તમારા હતા અને તે ઉપર તમારો હક હતો."

"તેનો વિચાર તમે ના કરો મનચેરજીશેઠ" રૂસ્તમે હજી તેને થંડા પાડવાની કોશેશ કીધી. "હું ખાતરી આપુંછ કે અમારા પૈસા તમે અમોને નહી આપ્યા તેથી અમોને નુકસાન નથી થયું, પણ ઓર સારૂં થયુંછ. અમારી પાછલી ફતેહનું કારણ અમારી પેહલી મુફલેશીજ હું તો ધારૂંછ. મુફલેશીને લીધે અમે મેહનત કીધી અને મેહનત કીધાથી અમારૂં ભાગ્ય હુગડયું."

"ખરેખર, હું કેવું ચાહુંછ કે મારા દીકરાઓને અમે માત્ર પૈસા કેમ ખર્ચવા તે શિખવ્યું તેને બદલે પૈસા કેમ કમાવા તે શિખવ્યું હતે." શેઠબાવાએ પોતાના ભમતાં ભેજાંની ઝુમમાં ને ઝુમમાં પસતાવો જારી રાખ્યો. "અમે તો અમારી જાત બુનિયાદની મગરૂરીપર મુવાં. ઘેરમાં મોજ અને ઘેરની બાહાર ભપકો એ અમેતો મુખ્ય કામ સમજ્યાં. મેહનત કરવાનું મેં મારાં બચ્ચાંઓને શિખવ્યું નહી. અને અંતે અમારા કેવા હાલ થયા?"

આમ બોલીને વળી મનચેરજી ઘેલા ને વાયલ જેવા થયા અને દુઃખમાં ને દુઃખમાં પોતાના ટમબલરમાંનો બ્રાંડી એક મોટા ગોટે પી ગયા.

આવા ઉસકેરાયલા માણસને દિલાશો શો દેવો અને તેની સાથ વાત તે શી કરવી? હોરમજશાહશેઠ મનચેરજીને આ હાલતમાં મળવાની વકી રાખી નહી હતી. રાખી હોત તો તેવણ કોઈ બીજેજ વિચાર કરીને આવત.

દારૂ માણસને એકદમ ચહડી જતો નથી. પીનારને પેહલાં લેહર આવેછે અને પછી તે ઉશકેરાયછે. મનચેરજીશેઠ હમણા જે "પેગ" પુરી કીધી તેથી તેવણ આજે કાંઇ ડાહ્યા બની ગયા હોય તેમ તેવણને પસ્તાવાનો પવન ચહડી ગયો હતો, પણ તેની અસર ધીમે ધીમે જણાતી હતી.

"ખરેખર, ભાઇ ગાંધી, તમે લોકો તો કેળવણી પામ્યા તેજ તમારી મોટી દોલત, પણ મારા દીકરાઓ તો મારા શ્રાપ થઇ પડયા. એક દીકરાનું ખુન થયું, ને બીજા દીકરાએ તેનું ખુન કીધું."

"શું? એ શું બકોછ?" હોરમજશાહે તેને સાવધ રાખવાની કોશેશ કીધી.

"ખોટું નથી. અદુના ખુનનો ભીખુ ઉપર શક ગયો તો તે ખોટો નથી." શેઠબાવા હવે ઘણા ઝનુનથી બોલ્યા. "તમે જાણતા નથી કે અદુનું ખુન થયું તે ભીખુને લીધે. ભીખુને લીધે પેલી ફિરંગણ લુસીએ મારા દીકરાને મારી નાંખ્યો!"

એ વાત મનચેરજીએ કેમ જાણી? રૂસ્તમને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. રૂસ્તમ આગળ લુસીએ મરતી વખતે એકરાર કીધો હતો પણ તે કાંઈ રૂસ્તમે શેઠબાવાને શા તેના લાગતાવળગતા કોઇને કહ્યો નહી

હતો. રૂસ્તમે મુસાફરીથી પાછો ફર્યા પછી આ ભેદ એકલા પોતાના સસરાને અને પોતાના સાલા જાંહગીરને છુપી રીતે કહ્યો હતો. ત્યારે મરનારના માબાપને તેની ખબર કેમ થઇ?

પણ મનચેરજીએ તેમના પુછ્યા વગર ખોલાસો કરી તેમની અચરતી તાબડતોબ દૂર કીધી.

"તે લુછી લુસી મરી ગઇછ, પણ પોતે વાંક કબુલ કરીને મરી ગઈછ. તેણે મરતી વખતે મારા ભીખુ ઉપર કાગળ લખી તેમાં પોતાનું કનફેસાંઉ કીધુંછ ને ભીખુ ઉપર આપણ કોઇને હજીબી અગર શક હોય તે દુર કરવા સારૂં ભીખુએ કાગળનો તેટલો ભાગ ફાડીને મારી ઉપર વાંચવા મોકલ્યો. ભીખુએ પોતે ખુન કીધું નથી, ખુન તો લુસીએ કીધું, પણ તે ભીખુને લીધે. એ દુકતો ખરાબ ચાલે તે ખરાબ બૈરીની ઇલિતમાં પડયો અને તેમાંથી મારા વડા દીકરાનું ખુન થયું. અરેરે! હોરમજશાહ કોઈબી બાપને આવો જુલમ તમે સાંભળયોછ? એકબી દીકરો પાધરો નહી મળે? અરે! એવા પાપી દીકરાઓ કોણને ત્યાં છે! ખોદા, દુશમનનેબી એવા દીકરા ના બખ્ખરાતો!"

આમ બોલતાં શેઠબાવાની આંખોમાં પાણી આવી ગયાં અને તે પોક મુકીને રડયો. તે જોસમાં ઉભો થયો અને પછી જોસમાં ને જોસમાં ખુરસી ઉપર પાછો ફસડાઇ પડયો. હોરમજશાહે ઉઠીને તેનો બરડો પસવાર્યો, રૂસ્તમે તેનો હાથ ઝાલ્યો પણ શેઠબાવાનું આખું અંગ કંપતું હતું અને તે દમને મટે ગુંગલાતો હતો.

"શું છે? શું છે? મનચેરજી હુશ્યાર થાવો. તમે સારીપેઠે છો કે?" હોરમજશાહે ગભરાઇને પુછ્યું.

"મને શું છે? કાંઈ નથી. હું તો સારી પેઠે છું." શેઠબાવાએ જવાબ દીધો. પણ એ વખતે તેની આંખોના ડોળામાં વળી ખુન ચઢી આવ્યું હતું અને પોતાના દીકરાના ભયંકાર ખુનની યાદથી તે પાછો આનાડી ને વાયલ થઇ સનેપાતની સુફણી બબારી કરવા પડયો. "મને કાંઇ નથી. હું તો પેલા ગુમાસ્તાના ગાંધીને માત્ર જવાબ દેવા માંગુંછ. અરે શેઠ! મારા ફર્વ માંગનારાઓમાં પેહલો હક તેનો છે. આજે મારા બધા માંગનારાઓ આવ્યા તેની સાથે એબી આજેજ પેહલવેહલો મારા ઘેરમાં આવ્યો! પણ ભાઈ તું માંગેછ શું?——"

"શેઠ, શેઠ જરા થંડા થાવો" રૂસ્તમ ગભરાઇને વચે બોલી ઉઠયો. "જરા માથા ઉપર કોલાંવાટર ને આઇસિનું પાણી મુકો."

"ફોકટ! ફોકટ! હવે તમે મારા ઇલાજ કરશો તે ફોકટ!" મનચેરજી રડીને બકવા લાગ્યો. "હવે મારી અજલ પાસે આવીછ. અરે! પણ આજે મારા બીજા માગનારાઓ સાથે એ ગાંધીબી નિકલી આવ્યો! હું તો ધારતોતો કે તે મરી ગયો અને મારી પાસે માગવા નહી આવશે. તે ભસ્તામાંથી ઉઠી આવ્યો કે શું? પણ જો ભાઈ ગુમાસ્તા, હું તુને સાફ કહુંછ કે તારૂં કાંઈ ચાલવાનું નથી. હું તારા પૈસા ખાઈ ગયો તેનો પુરાવો શો? તારા મામાનું વીલ જો. તે વીલ કોર્ટમાં મુકેલું છે. વીલમાં બધી દોલત મારી બૈરીને આપેલીછે. વીલમાં લખેલું હોય તો તારો હક, નહી તો તું કોણ મને પુછનાર?"

આમ બોલાતાં બોલતાં મનચેરજી ઉસકેરાઇને એટલો વાયલ થઈ ગયો કે રૂસ્તમને જાણે કે મારવા ધસતો હોય તેમ ઉભો થયો, જોકે તેના પગ થડથડ ધ્રુજતા હતા.

હોરમજશાહે તેને થંડો પાડીને પાછો બેસાડયો. પણ દીસતું હતું કે શેઠબાવાને પવન થયો હતો—ઘણો દારૂ પીનારને આમ એકાએક પવનની કસર થઈ આવેછે—અને વળી દીસતું હતું કે ગુલી મરીબના દીકરાને પોતાની હજુરમાં જોવાથી આ કમનસીબ બુઢો ઉસકેરાઈ આવ્યો હતો.

"રૂસ્તમ, હું ધારૂંછ કે આપણે અંહી-થી ઉઠી જૈયે તો સારૂં. એ આપણને જોઈને વધારે ઉસકેરાયછ." હોરમજશાહ શેઠે પોતાના જમાઈના કાનપર પડીને કહ્યું અને બંને જણ જવા ઉઠયા. તેઓ ઉઠયા અને એક ચાકરને બોલાવી શેઠને તપાસવા સારૂં કહી ગયા, તેની મનચેરજીને શુદ્ધિ વહીક રહી નહી એટલો તે બેભાણ થઈ પડયો હતો.

મનચેરજીને બદલે મેહરબાઈને મળ-વાનું તેઓએ બેહતર વિચાર્યું. મેહરબાઈ બાહર ગયલી હતી. તે કાંઈ નાણાંની જોગવાઇ કરવાજ, બીજા બોલોમાં કોઈ માતબરની મદદ માગવા ગયલી હતી, અને શેઠબાવાસાથ આ દયાળુ સગાઓ મસલતે બેઠેલા હતા ત્યારે તે જરાવાર અગાઉની આવેલી હતી. તે ઓરડાની બાહાર તૈયાર હતી અને શેઠના કેહવાથી તે તેવણ સાથે એક બીજા નાના ઓરડામાં જઇને બેઠી. રૂસ્તમ તેમની પછવાડે ગયો.

આ ઓરડો કંગાલ હતો. શેઠબાવાના નવાં નાના ઘેરમાં ઓરડાઓ ઘણા નહી હતા. આતો એક સુવા નો ઓરડો હતો અને તેમાં મેલાં બિછાણા, ચાદર, તકિયા સર્વ ગરીબાઈની ઇધાણી આપતા હતા. મનચેરજી "શેઠ" અને "શેઠાણી" મેહરબાઈની આ સઘળી મુફલેશી હવે ખરે-ખરી અને કદી નહી ટલે એવી હતી. પણ તેમાં વાંક કોણનો? તેઓનો પોતાનોજ. "શેઠબાવા" કબુલ કરી ચુકયાછે કે તેઓએ હરામનું ખાધું તે ફુટી નિકલ્યુંછે.

---

## પ્રકરણ ૨૦૯ મું.

## મોટાંના દીકરા દીકરી કામ કેમ કરે!

મેહરબાઇએ હોરમજશાહ શેઠ અને રૂસ્તમને બેસવાની ખુરસીઓ આપી અને પોતે ઇનતેજારીથી તેમની સાથ મસલતે બેઠી.

"કાંય બાવા? શેઠબાવાને મળ્યા કે? કાંઈ મસલત કીધી કે?"

"શેઠબાવા સારીપેઠે નથી, મેહરબાઇ. તેવણના જીવને સારૂં નથી" હોરમજશાહે ચેતવણી આપી. "એવણ સાથ મસલત કરીયે એવી એવણની હાલત નથી."

"ઓ બોદા! હવે શું કરૂં?"

"ગભરાવો ના. હું ધારૂંછ કે એવણે આંડી જરા વધારે પીધોછ ને તેની એવ-ણને કેફ લાગીછ. એવણ હમણા હમણા કાંઈ વધારે પીવા લાગ્યાછ મેહરબાઈ? ક્યારથી તેમ કરેછ?"

"હમણા હમણાજ રે! હમણા હમાણાજ" મેહરબાઇ હાય અફસોસ કરીને બોલી. "માહાંના માંગતાનો ગમ મારવાને વાસતે તેમ કરેછ રે બાવા!"

"તમે ફિકર ના કરો. દારૂ ચહડી જાય ત્યારે એમ થાયછ. તમે હમણાતો એવણને ઉસકેરો ના. મેં તમારા ચાકરને કહ્યુંછ કે એવણને હમણા તો સુવા દેય અને માથા ઉપર બરફ પાણી મુકયા કરે. એવણ જરા હોશ્યાર થાય ને પછી કાલે આપણ વાત કરીશું."

આ વાત કરતાંમાં તેવણની દીકરી હીલુ આવી લાગી તેને મેહરબાઇએ પોતાના બાપની માવજતને માટે અને તેવણ શું કરેછે તે જોવા સારૂ મોકલી.

હીલુ આજે પોતાના કુદરતી ઉઘરબા-વથી ઉછળીને એક બૈરી થઈ હતી, પણ તેના ચેહરા ઉપરથીબી આગળી ખુબસુરતી સઘળી ઉડી ગઇ હતી. તેના સસરાએ તેનું કારજ તોડી નાખ્યા પછી તે ગુસ્સા કીધી હતી, અને અગત્ય કરીને તેનો માતબર વર કાપડિઆની ગુલબાઈ સાથ પરણ્યા પછી હીલુને ઘણો ગમ લાગ્યો હતો

અને તેના ગમમાં ને ગમમાં તે ગલાઇ ગઈ હતી. ત્રીજી દીકરી સુની પણ નાસિપાસ થયલી હતી. તેને મોટાં સાસરાં વાસરાંમાં પરણાવવાની તેની માએ મોટી મોટી ઉમેદો આપેલી તે કશી પાર નહી પડયાથી તે પણ ઉમેદમાં ને ઉમેદમાં ઝુરી ગઈ હતી. અગત્ય કરીને પેસતનશાહ ચીનાઈ ઉપર ઉમેદ બાંધીને સુનીએ એક મોટા શેઠિયાની ધણીઆણી થવાની જેટલી આશાઓ બાંધી તે સઘળી ભંગ થઈ.

દીકરીઓ આગળ લગ્ન પગરણની ખોટી ખોટી વાતો કરવી અને હવાઈ ઉમેદો તેમના મનમાં ઉભી કરવી એ કેવું ખોટું છે, તે મેહેરબાઈ સમજતી નહી હતી. આપણી માતાઓની મોટાંમાં મોટી ફિકર દીકરીઓને પરણાવી નાખવા વિષેની છે —પણ તેઓ એમ નથી સમજતાં કે માત્ર લગ્ન એજ મોટાંમાં મોટી ઉમેદ અને નેમ નથી. આજના ફેરવાયલા વખતમાં દીકરીઓનાં માબાપે લગ્ન ઉપરાંત બીજી સારી બાબતોમાં તેમનાં કુમળાં મગજને કસવાં જોઇયે અને લગ્ન લાગ તથા તક આવે ત્યારે કરવાં જોઇયે. જે માબાપો અધીરાં પડી બચ્ચાંના મગજમાં પરણવાના તથા ધણી અને છોકરાંનાજ ખ્યાલ માત્ર ભરેછે તે માબાપો બચ્ચાંને નાસિપાસીથી સામા દુખી કરેછે અને તેવીજ દુખી શેઠબાવાની દીકરીઓ છે.

હીલુએ પાછી આવી પોતાની માને ખબર કીધી કે બાવાને તો ચાકરે બિછાના ઉપર પોરાઢયાછે અને તેવણ સારીપેરે ઉઘમાં પડલાછે, એટલે મેહેરબાઇને વધારે ધીરજ આવી. તેવણે છોકરીઓને પાછી બાપની પાસે મોકલી અને પોતે પોતાની હાલત વિષે હોરમજશાહ તથા રુસ્તમ સાથ વધુ વિચાર કરવા બેઠી.

"બાડાંનાં પેટામાં બેલીફ સુવે અમારા બે દાગીના ઉચકી ગયો." મેહેરબાઇએ આલાસો કીધો. "પણ હવે બીજા માગનારાઓનું કેમ કરીશું? અમોને ઘેરમાંથી કાહાડશે ત્યારે શું કરીશું? ક્યાં જઇશું? પેટ કેમ ભરશું?"

"તમારા દીકરા દીકરીઓ આ વખતે તમારાં મદદગાર થવાં જોઇયે." હોરમજશાહશેઠે યાદ આપી.

"અરે દીકરાઓ હરવાયારે!" મેહરબાઇએ તો આશાજ મુકી. "ભીખુભાઇ ગયોછ ત્યારથી તેણે એક રૂપીયો અમોને પુછયો નથી. સાંબા તેની મદદના રૂપીયા મનચેરજી શેઠે અંહીથી મોકલ્યા. વીકાભાઇની તો માયને દુનિયાંની ખબર નહી મળે અને હીજુ તો હજી શિખેછ."

"પણ આજના વખતમાં તો, બેહેન, દીકરીઓબી રળતી કમાતી થાયછ અને મા બાપને મદદ આપેછ." જ્યારે મેરબાઇએ દીકરાઓ વિષે નાસીપાસી બતાવી ત્યારે હોરમજશાહશેઠે દીકરીઓ વિષે તેવણને યાદ આપી. "તમારી દીકરીઓ જો કોઈ સ્કુલમાં શિખવવા જાય તો પચીસ પચાસનો પગાર લાવે."

"શિખવવા જાય! મારી દીકરીઓ કમાવા જાય! ને અમે તેથી પેટ ભરીયે! કેવી અમારી હલકાઈ!" મેહેરબાઇની દીકરીઓ મુદલ શિખેલી નહી હતી અને સિક્ષકપણુ ચલાવવાને તદન નાલાયક હતી. પણ તે કબુલ કરવાને બદલે મેહેરબાઇએ બાહનું પોતાની આબરૂનું કાહાડયું.

"નહી એમ ના બોલો મેહરબાઇ." હોરમજશાહે સલાહ આપી. "તમારી છોકરીઓ શિખેલી કેળવાયલી હશે. તેઓ શિક્ષકપણું ચલાવશે તો તમારી હાલતમાં થોડોબી સુધારો કરશે."

"પણ આજે માસ્ટરોનો ક્યાં ટોટો છે?" મેહેરબાઇએ બાહાનું કાહાડયું. "ભલા ભલા શિખેલાઓ ભુખે મરેછ. બિચારા બેહસ્તી ગાંધીભાઈ કેવા કલેવર હુતા ને તેવણનો માસટરનો ધંધો નહી ચાલી શક્યો, તો મારી દીકરીઓનું શું વળે?"

ખરી વાત એ હતી કે મેહેરબાઈ એક મોટી શેઠિયાની બૈરી તેને તે શેઠિયાની દીકરીઓ કામ કરે તે ગમતું નહી હતું. મેહરબાઇની પોતાના ઉંચા મર્તબા વિષેની તકેબરીએ તેના મનમાં કામને માટે ધિક્કાર પેદા કીધો હતો. શેઠબાવાના "નાન્હા શેઠો" કામને નામેજ ફફડતા હતા તે તેમની આ માએજ તેમને બિગાડયા હતા. "આપણે બીજાંનું કામ કરનાર નહી પણ બીજાઓનું કામ લેનાર" એવો ખ્યાલ આ કમઅકલ ઓરતે પોતાના દીકરાઓનાં મગજમાં ઉતાર્યો હતો અને હજી તેજ ખ્યાલથી તે પોતાની દીકરીઓને કામ કરતી જોવાને નારાજી હતી.

પણ વળી મેહરબાઇની દીકરીઓ શિક્ષકનું કામ ચલાવે એટલી શિખેલી ક્યાં હતી? આલી, ઢીલુ, સુની, વગેરેની કેળવણીમાં ઢોંગ ઘણા હતા. વાંચનાર યાદ કરશે કે પેહલાં તો મેહરબાઇ દીકરીઓને ઈંગ્રેજી કેળવણી આપવાનુંજ ધિક્કારતી હતી, તે સુધારાવાળાઓને ગાલ દેતી હતી; પણ જ્યારે જોયું કે બધાંજ માબાપો દીકરીઓને ઈંગ્રેજી શિખવવા લાગ્યાંછે અને જેઓ ઈંગ્રેજી નહી શિખશે તેમનો લગ્નમાં ઉઠાવ થવો મુશકેલ છે ત્યારે ખરેખરી સંગીન નહી પણ ઉપર તળેની સેજ ઈંગ્રેજી પોતાની દીકરીઓને ઘેરમાં શિખવવા માંડી હતી અને લુસી જેવી લુછી ખાનગી શિક્ષક ઉપર નકામો ખર્ચ કરીને ખરેખરી કેળવણીના કરતાં તેનું ડાલ વધારે ઘાલ્યું હતું. મેહરબાઇની દીકરીઓ બુટ મોજાં પેહરતી, પોલકા ને ફરૂના બદિયાન પેહરતી, પણ તેટલામાટે તેઓ કાંઈ સુધરેલી નહી હતી. તેમના વિચાર જંગલી, મગજ વેહમી અને ચાલચલણ સકાર સલુક વગરની હતી.

માટે તેઓ શિક્ષકપણું ચલાવવાને અશકત હતી અને જો તેઓ તે ચલાવા નિકળે તો તેમને કોઈ ઘેરમાં ઉભાં નહી રાખે એવી તે છોકરીઓ હતી. અને તેટલાજ વાસતે મેહરબાઇને હોરમજશાહશેઠની સુચના નાપસંદ હતી. પોતાની દીકરીઓની ખામી સમજવાને લીધેજ મેહરબાઇ અખાડા કરતી હતી.

"પણ શિખવવાનાં નહી તો કોઇ બીજાં કામમાં તમારી દીકરીઓને રાખો" હોરમજશાહશેઠે હુજત લીધી. "મેહેરબાઈ ગરીબાઈમાં શરમ કાંઇ નથી. ઉદ્યોગના કામ કરવા માટે શરમાવાની જરૂર નથી. એમ તો અમાર રૂસતમના માય જ્યારે આગળ ગરીબી હાલતમાં હતાં ત્યારે પોતે બાહાર કામ કરવા જતાં હતાં અને ઘેરમાંથી બાહારનું કામ લાવીને કરતાં હતાં."

"કામ કરે? મારી દીકરીઓ કામ કરે? ઓવારેરે એ હાલત મારી દીકરીઓપરથી!" મેહરબાઇના દિલના ખરેખરા વિચાર બાહાર પડયા. "મારી દીકરીઓને લાયકનું કામજ ક્યાં છે?"

"લાયક કે નહી લાયક પણ ગુજરાણને વાસ્તે જે થાય તે કરવું જોઇએ." હોરમજશાહશેઠે મેહરબાઇને કડવાં ઝેર જેવાં વચન કેહવા માંડયાં. "રાંધવા સીંધવાનું, દળવાછળવાનું, નહી તો સીવવા સાંધવાનું કામ છે. આજે કેટલાં બૈરાં સીવી ભરીને પોતાનું ગુજરાણ કરેછ તે તમે જાણોછ મેહરબાઈ માય?"

"આ કજીયતીએ પોંહચવા કરતાં અમે બધાંજણ મરી કાં નહી ગયાં?" મેહરબાઇએ રડીને કહ્યું.

"જોવો મેહરબાઈ, તમારી હાલત ખરેખર સુધારવાના હોવ તો મારી સલાહ માનો" શેઠે સમજુતી ચાલુ રાખી. "જો તમે તમારા દીકરા દીકરીઓને કામે લગાડી ગુજરાણ શોધી લેવાને કબૂલ થાવો તો તમારાં બચ્ચાં કામે લાગે ત્યાં સુધી હું તમોને દરરોજના તમારા ખર્ચજોગું આપવાને કબુલ થાઉછ. તમારી હાલત સુધારવાની તમે મારી સલાહ પુછોછ અને

મદદ માગોછ, તો મને એજ રસતો સુઝેછ. તમે એક નાના ઘેરમાં રહો, તમારા દીકરા દીકરીઓને કામમાં નાઓ, અને હું તેટલો વખત તમોને પગાર આપતો કરી તમારાં ઘેરનું ભાડું તથા બીજો ગુજરાણ જેટલો ખર્ચ આપીશ. તમોને સદાકાલ એ મદદ ચાલું રાખવી એ કોઈ લખપતિથીબી નહી બને, અને તેવી હરામખોરી વાજબી પણ નહી ગણાય, પણ તમારૂ કુટુંબ મેહનત કરીને પેટ ભરી શકે તેટલી મુદતે અને તેટલીજ શરતે હું તમોને દર મહીને રૂ૧૦૦ નો પગાર કબુલ થાઉછું."

આ કેવી શખાવત! કેવી કીમતી મદદ! મેહરબાઇને તે ગમતી હતી પણ તેતો મુફતની લેવા ગમતી હતી અને દીકરા દીકરીઓને કામમાં નાખવાની શરત તેને ઘણી અણગમતી હતી. પણ એકદમ ના કેમ પડાય? તેણે કબુલાત આપી કે મનચેરજી શેઠ સાથ વાત કરીને કાલે જવાબ દેવો. અને હોરમજશાહ તથા રૂસ્તમ હવે જવા નિકલ્યા.

"પણ, મેહરબાઈ આ નવી વાત મેં શી સાંભળીછ?" હોરમજશાહ શેઠ બારણા સુધી ગયલા અચબુચ યાદ આવ્યાથી પુછવાને પાછા ફર્યા. "શેઠબાવા તમારા બેહસ્તી રૂસ્તમજી દુબાશના વીલ વિષે એ શું બકેછ? મરનારે શું પોતાની દોલતનો અડધો ભાગ કરવા કહ્યો તો અને તે ભાગ એમનો એમ ગુમાસ્તાના ગાંધીને આપવા કહ્યો તો?"

"ઓ વાય! એ શું મનચેરજી બોલ્યા કે? ત્યારે એબી ભેદ કહી દીધો કે? મરે રે! મનચેરજીની શુધ ક્યાં ગઈ? હવે તો એવણ બધુંજ વીસરી જવા લાગાંછ ને બધું કહી દેવા લાગાછ! મરે રે! અમારા એ તે કેવા અભાગ્યા એહ થેહા!"

મેહરબાઈએ ખરેખરો જવાબ આપવાને બદલે આમ ઢોંગધતુરા કરીને જવાબ ઉડાવ્યો. પણ હોરમજશાહ શેઠની તો ખાતરી થઇ કે રૂસ્તમજી દુબાશના વીલ વિષે શેઠબાવા જે બોલ્યા તે ખરૂં હતું; અને એક મોટા શેઠિયાના એક જુના અપરાધની આ નવી શોધ કરીને તેવણ પોતાના જમાઈ સાથ ઘેર ગયા.

---

## પ્રકરણ ૨૧૦ મું.

## "ધી હોરમજશાહ મીકાનિકલ ઈનસ્ટીટયુટ."

પરેલમાં કમબખત "શેઠબાવા" ને ઘેર તેના માઠા હાલ નજરે જોઇને તથા મેહરબાઇને ઘણોક દિલાસો દઈને હોરમજશાહ શેઠ પોતાની ગાડી પાછળ રાખીને પોતાના જમાઇ તથા ભાગિયાની સાથે વાંદરે જવા સારૂં પગે ચાલતા નિકલ્યા.

દરવાજાની બાહાર તેમને વીકાભાઇ મળ્યો. જ્યારથી તેને પોતાની નોકરીએથી કાહાડી મેલ્યો હતો, ત્યારથી હોરમજશાહ શેઠે એ "નાન્લાશેઠ" ને જોયો નહી હતો—બરાબર બોલીયે તો વીકાભાઇ પોતાના આગલા શેઠની નજર ચુકાવી તેવણથી દૂર નહાસતો હતો. આજેબી તે શેઠને જોઇને નહાસવા જતો હતો, પણ વીકો દરવાજામાં પેસતાં અને શેઠ બાહાર નિકળતાં તેઓ ઘણા અચબુચ મોહડે મોહડું મળી ગયા અને વીકાથી નહાસી શકાયું નહી.

રૂસ્તમ જે શેઠનો હાથ પોતાની બગલમાં લઇ તેમની બાજુએ ચાલતો તે અને તેના આ એક વખતના માતબર સગા વચે કેટલો તફાવત! એક કદમાં શેઠનાં કરતાં પણ ઊંચો અને કાઠીથી તેવણનાં કરતાં બીલલો, પોહલી પેશાની અને ફરાખ શીનાનો, તનદરોસ્ત અને આ-

મુદો, ગોળાબી ચેહરાનો અને હસતાં મુખનો જુવાન હતો, જેની રોશન આંખોમાં અકલમંદીનું નૂર અને ચાલાકીનું તેજ પ્રકાશતું હતું. બીજો તેના કરતાં ઉંચો પણ દરીદ્રિતાથી દબાઇ ગયલો, વધારે ખુબસુરત પણ કુછંદોથી બદસુરત બનેલો, ફીકો અને સોહરાયલો, મેલો અને ભળી બાળેલા જેવો, સકાર કે સોજ સલુક વગરનો દેખાતો હતો; અને કેળવણી, ચાલાકી, મીઠાસ, માયા, ભલમણુસાઇ યા બીજા ભલા ગુણો તો ચેહરાપર અમસ્થા બાહારથી દેખાતા પણ નહી હતા. "જે દીઠા નહી મરે તેના માર્યા શું મરે ?"

વીકાભાઇએ હોરમજશાહ શેઠને જોતાંવાર માત્ર સલામ કીધી, પણ તેવણે પોતાનો હાથ તેના જુના હરીફ રૂસ્તમની બગલમાં ચાપેલો હતો તેના તરફતો વીકાભાઇએ છુપા ડોળા કકડાવ્યા. "કેમ વીકાજી કેમ છે ?" શેઠે આગલી પાછલી સઘલી ભુલી જઇને સાફ દિલથી પુછયું. "સારી પેઠે સાહેબ" એટલોજ એ કંગાળ છોકરાનો જવાબ હતો, જે આપીને તે પાધરોજ પોતાના બંગલામાં પેઠો, અને "કમબખ્ત છોકરાઓ, અગરજો પોતાના માબાપને માથે આમ બોજો થઇ પડવાના હતા તો આ દુનિયામાં અવતરયાજ શું કરવાને ?" એટલુંજ બડબડીને હોરમજશાહ શેઠે દાદરના રસ્તા ભણીથી આગળ ચાલવા માંડયું.

વાત કરતા કરતા તેઓ દાદરના પારસી મોહલા ઉપર આવ્યા. અને શો અજાયબ ફેરફાર ? દાદરનો આગલો પારસી મોહલો એજ કે ? જ્યાં પેલો કોપરબરાસનો કાવલો અને જીવખાયાંની જરી રેહતાં— જ્યાં એક બાપ પોતાનાં બચ્ચાંને મરતેઅલાહી મારતો અને જ્યાં એક ધણી પોતાની ધણીયાણીને છાકટપણામાં તરેહવાર ભાંડતો—જ્યાં મોટાંઓ નિંદા અને ગાળગલોચીમાં વખત ગુજારતાં અને જ્યાં નાનાંઓ કચરા અને ધૂલ મટોડાંમાં રમતાં હતાં–તે પારસી મોહલો એજ કે ? આજે તેમાં એટલો ફેરફાર થઇ ગયો કે હોરમજશાહ શેઠ જાણે કે ઓળખી પણ શકયા નહી.

તેવણ વાલકેશ્વર જઇ રહ્યા પછી આ રસ્તે ઘણા કમ આવતા હતા. રૂસ્તમની મુલાકાતો પણ આંહી ઘણી ઓછી થઇ હતી. તે શેઠનો ભાગિયો થયા પછી પોતાની સ્થાપેલી "દાદર સભા" માં આવવાને તેની ગમે એટલી ખાયશ છતાં તેને આગળના જેટલો વખત કયાં મળતો હતો ? પરણ્યા પછી તો વળી રૂસ્તમના વખતમાં એક જણ બીજાંનો ભાગ પડયો હતો. પણ જે ફેરફાર આ પારસી વાડમાં થયોછે તે રૂસ્તમના અને તેની આ સભાના પ્રતાપ હતા તે કોણ ના પાડશે ? નામ ત્યારે એટલુંજ કે તેણે તેઓને એક મળવાનું ઠેકાણું કરી આપ્યું, પણ તેમાં કેટલીબધી કેળવણી, કેટલો બધો સુધારો, કેટલોબધો ફેરફાર સમાયલો છે ! મળવાનું એક સારૂં ઠેકાણું થયું તો પછી પેહલાં તો ખરાબ ઠેકાણે તેમનું જવાનું દુર થયું. મળવાનું એક ઠેકાણું મલ્યું તો ત્યાં કાંઈ સારીજ રીતે મળવાનો શોખ થયો, તે ઉપરથી વાંચવાનો શોખ થયો; તે ઉપરથી સારૂં સારૂં જોવા કરવાનો શોખ થયો, તે ઉપરથી લોકોની નજર ઉઘડી અને તેઓ સારૂં નરસું પિછાણતાં શિખ્યાં. મોહલેદારો વાંચતાં લખતાં, મળતાં ભેટતાં થયાં કે તેમાંથી તેઓ વર્તમાન પત્રો વાંચતાં થયાં, તે ઉપરથી વળી તેમને જાહેર બનાવો અને ખબર અંતરોનો શોખ થયો અને આસ્તે આસ્તે તેઓ જાહેર ચર્ચાઓમાં ભાગ લેતાં થયાં. અને એકવાર જાહેર બાબતોનો શોખ લાગ્યો તો પછી તે કાંઇ જાય કે ? જાણજો કે તે શોખ વધ્યો જવાનો; અને જાહેર બાબતોનો શોખ વધ્યો કે ખાનગી બદીઓનો નાશ થયો એમ જાણવું.

આ સઘળું કોણથી થયું ? રૂસ્તમથી, તેની "દાદર સભા" થી થયું. હોરમજ-

શાહ શેઠ પેહલાં તો દાદર ઉપરના આ પારસીવાડના સફાઇદાર દેખાવથીજ અચરત થયા. આગળ તો એ એક ઉકરડો હતો—ધૂલ, કચરો, કિચલ, દુર્ગંધ,—મુફલેશી, પાયમાલી, ગરીબી, ખરાબી—તુફાન, મસ્તી, ગાલાગાલી—આ મોહલાની એકવાર ઓળખાણો હતી. મોહલાની ખરાબ ગલીચી તેઓ પોતે અટકાવવા લાગ્યાં અને સરકારના માણસો જે ગલીચી ચલાવ્યા કરતા તે "દાદર સભા" એ ફરિયાદો કરીને સુધરાવી. આજે મોહલો સફાઇદાર થયોછે એટલુંજ નહી પણ ઘેરો સફાઇદાર થયાંછે. મરઘાંનાં પીંજરાં અને બકરાંની લીંડીને બદલે, આજે કોઇ ઘેરના ઓટલા ઉપર ફુલનાં કુંડાં અને કોઇ ઘેરની બારીએ સાદા પડદા ગોઠવેલાછે. આજે કોઈ ઘેરમાંથી કાનસર્ટિનાની નાની વાજાંની પેટી વાગેછે અને ઘણાં ખરાં ઘેરોમાં બચ્ચાંઓ શિખવા બેઠેલાંછે. આટલા નાના મોહલામાં બે પીઠાં હતાં તે નિકળી ગયાંછે અને તેને બદલે અરદેશિર ઇરાનીનું દુકાન જે નાનું અને કંગાલ હતું તે બે ગાલાનું એક "યુરોપ શાપ" થયુંછે.

"દાદર સભા" ની આપણે છેલીવાર ખબર લીધી હતી ત્યારે એ સભાનું કામ એટલું વધી ગયલું આપણે જોયું હતું કે તેને માટે જગ્યા ઘણી નાની હોવાથી રૂસ્તમને આપણે મુજાતો જોયો હતો. નાયગામના રસ્તા ઉપરનો ભાણાભાઇવાળો બંગલો રૂસ્તમે ભાડે લેવા ધારેલો હતો, પણ તે ભાડું ઘણું વધારે હતું; અને રૂસ્તમે હોરમજશાહશેઠ આગળ તે વિષે સભાનું અશક્તપણું બતાવ્યાથી શેઠે તે ભાડું પોતે માથે લઇ એ બંગલો રૂસ્તમને લેવા કહ્યો હતો.

ત્યારપછી સભાનું કામ ઘણું વધી ગયું. હોરમજશાહ શેઠે તે બંગલો વેચતો લઇ "દાદર સભા" ને ભેટ આપ્યો—એટલે એ શુભ કામનો જાથુકનો પાયો નખાયો. ભાડાંના રૂપીયા બચ્યા તે મકાનને વધારે શણગારવામાં ખર્ચાયા, અને તે શણગાર શું? ચોપડીઓ, બુક કેસો, ટેબલો, નકશાઓ, વિદ્યાના યંત્રો, અખતરા કરવાના ઓજારો, દુર્બિન, સુક્ષ્મદર્શક યંત્ર, ઇત્યાદી, જેથી સભામાં આવવાનું ખેંચાણ ઘણું વધ્યું હતું. "દાદર સભા" ના મેમબરોએ પોતાના આ મકાનને "હોરમજશાહ મિકાનીક્ષ ઇનસ્ટીટયુટ" નું નામ આપ્યું હતું અને રૂસ્તમે પોતાની આગલી ધારણા પ્રમાણે પોતાના સાળા જાંહગીર લંગડાને અંતે એટલો સુધાર્યો કે તે આ સભાને આગળની પેંઠે હસ્તો બંધ પડી તેના કામમાં ઉલટથી ભાગ લેવા લાગ્યો. "હોરમજશાહ મિકાનીક્ષ હાલ" નો તે સેક્રેટરી થયો અને તે વખતથી સભાનું કામ વધારે આગળ ચાલ્યું.

સભાનાં મકાનની બાહાર એક કંપાઉંડ હતો તેમાં એક નાનો પણ ખુશનુમા બાગ બનાવ્યો હતો અને તેમાં મોહલાના બચ્ચાંઓ રમવાને આવતાં હતાં, જેઓને માટે એક નાની કસરતશાળા બનાવી દોરડાં અને હીચકા અને બીજી રમતો તૈયાર રાખેલી હતી તે ઉપર દરરોજ તેઓ ખેલતાં હતાં. મોહલામાં સભાની અરજ ઉપરથી મ્યુનિસિપાલિટીએ પાણી સિપાવવા માંડયું હતું તથા ગ્યાસના ફાણસો મોહલાને છેડે મુકયાં હતાં. આ સઘળો ફેરફાર હોરમજશાહ શેઠને ઘણો નવો લાગ્યો અને તેવણે રૂસ્તમની સાથે ફરતાં હરતાં જરા મોહલામાં ડાકિયું કરવાની મરજી બતાવી.

મોહલાના નાકા ઉપરજ દીની ડાહીનું ઘર હતું, કે જે પોતાના નાના ઓટલા ઉપર બેઠેલી હતી, પણ આગળનાં કરતાં જુદીજ રીતે બેઠેલી હતી. આગળ ઘણાખરાં બૈરાં બારણે સાડી વગર બેસતાં હતાં—હમણા તેઓએ સાડી પેહરીને બેસવા માંડયું હતું અને દીની ડાહીબી સાડી સાથે હતી. પણ તેની પછવાડે વળી જીવબાયાંની જરી ઉભેલી હતી તેના હાથમાં એક બચ્ચું હતું. તે દીની ડાહીનું બાળક હતું, કાંકે આપણે તેને આગળ જોયા પછી

દીની પરણી સુખી હતી. પરણ્યા પછી દીનીએ પોતાના ભાઈ કાવસજી કાંદાવાળાને છોડી જવા ચાહ્યું નહી, પણ તેના ઘેરમાંથી "દાદર સભા" ખાલી કરી જવા પછી ઘણી જગ્યા ફાજલ પડી માટે દીની ડાહી પોતાના વર સાથ એ ઘેરમાંજ રહી, કે જેથી કાવસજીનું ઘર સચવાયું અને વળી દીની ડાહીએ નાનું ભાડું આપતું કીધાથી કાવસજી કાંદાવાળાના ઘેરમાં થોડાક પૈસા આવતા થયા હતા.

દીની હોરમસશાહશેઠને પોતાના મોહલામાં લાંબી મુદતે જોવાથી અચરત થઈ અને ઝડપમાં તેઓને આવકાર દેતી ઉભી થઈ. "આવોજી, આવો મરૂં" આમ બોલીને ઉઠતાંજ તે પોતાના ભાઇને હાંક મારવા લાગી કે "કાવસજી, કાવસજી, આપણા શેઠ આવ્યા." શેઠનું નામ સાંભળતાંજ કાવસજી, જે આજે હોરમજશાહ શેઠના કારખાનામાં છુટી હોવાથી ઘેરમાંજ રહેલો હતો તે તાબડતોબ બાહાર નિકળી આવ્યો. શેઠનો કેથે પણ કરવાનો વિચાર નહી હતો, પણ દીનીની અરજ ઉપરથી તેવણ ઓટલા ઉપર જઈ બેઠા અને ખબર અંતર પુછતાં તેવણે પેહલીજ વાર દીની તો પરણીને સુખી થવા વિષે જાણ્યું.

જીવખાયાંની જરી દીનીના ઘરમાં ચાકરીએ રહેલી હતી. તેનો બાપ ઘણો દારૂ પીધાથી ખુજરી થઇને ઘેરમાં પડયો હતો અને તેઓને કમાણી કાંઇ નહી રેહવાથી જરીને માટે તેઓ કાંઈ ચાકરી શોધતાં હતાં તેટલામાંજ દીનીએ પરણીને નવું ઘેર માંડયાથી જરીને તેની ચાકરીમાં બચ્ચાં રમાડવા રાખી હતી કે જેથી તે લગાર ઠરીને ઘેરમાં રેહ અને બે પૈસાથી માબાપને મદદ લાગે. પણ દીનીએ રૂસ્તમના સવાલના જવાબમાં કહ્યું તેમ જીવખાયાંની જરી હવે તદન સુધરી ગઈ હતી. પેલા મરનાર અદુભાઈ સાથની આગલી ભૂલ પછી તેને પુરેપુરો પસતાવો થયો હતો અને તેણે પોતાની ચાલ એવી સુધારી નાખી હતી કે આખા મોહલામાં તેનાં વખાણ થતાં હતાં.

જરીના ઘેરમાંથી નિકલીને રૂસ્તમ સાથ આખો મોહલો પસાર કરી શેઠ નાયગામના રસ્તા ઉપર આવ્યા. કાવસજી કાંદાવાળો શેઠની સાથે રહ્યો અને દીની તેવણને મોહલાના છેડા વેર મુકવા આવી. રૂસ્તમે બીજા દિવસને માટે દીની ડાહીને પોતાને ત્યાં આવવાનું તેડું દીધું. તે બોલ્યો કે "દીનબાઈ, મારી બૈયર આઇ તમોને મળવા કાજે ઘણીવાર બોલી રહીછ, તમે કાલે આવો તો ઘણી મેહરબાની."

"હુંતો ખુશીથી આવતે, બાવા રૂસ્તમ" દીનીએ નાસિપાસીથી જવાબ દીધો, "અને હું પણ આઇમાયને જોવા તથા મળવાની ઘણી ખાયશ રાખુંછ, પણ હું હવે આગળના જેવી એકલી રહી નથી તે? મારા હાથમાંનાને મુકીને હું કેમ આઉં?"

"તેનું શું બુચાને જરી તપાસશે." રૂસ્તમે બોહસ કીધી, "બચ્ચાંના મા થયાં વાસતે બાહાર આવશો જશો નહી કે?"

"મારો તો જીવ નહી માને બાપા" દીની જરીના હાથમાંથી પોતાના બાળકને વ્હાલથી લઇને બોલી. "આ મસ્તાન છોકરો માને એક ઘડી વીહલી નહી મેળતો. રૂસ્તમ શેઠ, બચ્ચાંની વાત તમે હજી નહી સમજો."

"આવેછ, દીનબાઇ, હવે તે વખત નજદીક આવેછ" હોરમજશાહ શેઠે ટાહુકો પુરયો. "બચ્ચાંનો અનુભવ રૂસ્તમને થોડા વખતમાં મળશે."

અંતે દીનીએ રૂસ્તમનું નોત્રું કબુલ રાખ્યું. રૂસ્તમે તેને માટે કાલે ગાડી મોકલવા કહી અને એવું પણ ઠર્યું કે સારીપૈઠે રેહવાને બની આવે માટે દીનીએ પોતાના બુચાને લઇને આવવું તથા તેને રમાડવા સારૂં જીવખાયાંની જરીને પણ સાથે લેતી આવવું.

---

## "હાનરેબલ હોરમજશાહ."

હવે તેઓ આઓ મોહલો પસાર કરી ગયા. એજ મોહલામાંથી આગળ ગુલી "ગરીબ" અરદેસર ઈરાણીની દુકાન ઉપર ખરીદી કરવા આવતી ત્યારે એજ મોહલાદારો તેની કેવી મજાખ અને નિંદા કરતાં હતાં. આજે તેજ ગુલીના દીકરા વિષે તેઓમાં એટલું માન છે કે તેઓ તેને જોતાંવાર ગોયા તેના ઉપર ફીદા થાયછે. પણ આજની સાંજે વળી રૂસ્તમની સાથે તેના સસરાને જોઇને તેઓ વધારે મગ્ન થયાં. જેઓએ જાણ્યું તેઓ સઘલાં આ સસરા જમાઇને જોવા ઓટલાની બાહાર નિકલ્યાં અને ઘણા જણની દુવા તથા આશિર્વાદ હાંસલ કરતા તેઓ નાયગામના રસ્તા ઉપર "મિકાનીક્ષ ઈનસ્ટીટયુટ"ના મકાન ભણી ચાલ્યા.

ત્યાં વળી શેઠને જોઈને સર્વ મેમબરો થોડા અચરત થયા નહી. તેજ દાહડે હોરમજશાહ શેઠ શરીફ થયા તેની ખુશાલીમાં પોતાના મુરબ્બીને એક માનપત્ર આપવાની તેઓ વાત કરતા હતા તેટલામાંજ તેવણને પોતા વચ્ચે જોઇને તેઓ અચરત થઈ ગયા. અને જે માન તેઓ શેઠને એક અમુક ઠરાવેલે વખતે આપવાના હતા તે તેઓએ ત્યાંજ આપી દીધું. એટલે કે તેવણને "હુરરે!" ના પોકારો સાથ આવકાર દીધો અને પોતાને કશાં પણ વધુ માનની હીલચાલ પોતે અચબુચ આવી લાગીને તેવણે બંધ પાડી તથા સઘળી હવે પછી થવાની ધામધૂમને સામી અટકાવી.

પણ એક વર્ષે હોરમજશાહ શેઠે પોતાનું જે માન અટકાવ્યું તે બીજે વર્ષે તેઓ ઉપર બમણા જોશ સાથ આવી પડયું. સરકારની પસંદગીથી તેઓ એક વર્ષ શરીફ થયા તો બીજે વર્ષે કાઉનસીલના મેમબર થયા; અને તેવણ આવાં મોઠાં માનને એટલા તો લાયક હતા કે પ્રજામાં તેથી આગલાં વર્ષ કરતાં જીઆદા ખુશાલી ફેલાઈ, અને હાનરેબલ હોરમજશાહને માન આપનારા તથા ચાહનારાઓનો આગલાં વર્ષનો દબાઈ ગયલાં જોસનો ઉભરો નવેસરથી સજીવણ થઈ નિકલ્યો.

પારસી પ્રજા ઉપર, અગત્ય કરીને ગરીબ વર્ગો ઉપર શેઠ હોરમજશાહના ઉપકારો થોડા નહી હતા. માટે કાઉન્સીલના મેમબર દાખલની તેવણની નેમણુકને માટે ખુશાલી બતાવવા સારૂં "મિકાનીક્ષ ઈન્સ્ટીટયુટ" વાળાં મકાનમાં એક સભા મળી, જે તેમને "ચાહનારા તથા માન આપનારાઓ" ની સભા બોલાવી હતી, પણ લગભગ આખી પારસી કોમની જાહેર સભા તે થઈ પડી હતી.

શેઠ હોરમજશાહના દુસમનો થોડાજ હતા—કોઈ દુશમન નહી હતા એમ કેહવું તો અલબતાં સહરાગાત ભરેલું ઠરે, કાંકે એક સાચો, સુધો, અને સ્વતંત્ર શેહરી ગમે એટલો ભલો અને પરોપકારી હોય તોપણ તેના દુશમનો તો હોયછેજ—પણ જેટલા સમજુ માણસો હતા, તે સઘળા તેવણના દોસ્તો હતા અથવા જેઓ એક વખત દુશમન હતા તેઓ દુશમની લગભગ ભુલી ગયા હતા; અને એ રીતે હોરમજશાહ શેઠના માનની સભા ઘણી મોટી થઇ હતી.

તે સભામાં તેઓને એક જાહેર માનપત્ર સાથ જીયાફત આપવાનો ઠરાવ થયો. તે જીયાફત મોટા દબદબા સાથ ભરાઈ જેમાં સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ જેઓ એવા પ્રસંગોને સદા શોભા આપેછે, તેઓ ટેબલના "હેડ" પર સનંશીન હા-

બજ બિરાજ્યા, અને તેવણે ચાહેલી હાનરેબલ હોરમજશાહ શેઠની સલાંમતી "હીપ, હીપ, હુરરે" ના જોશથી સરાબની સંગાથે નોશ કરવામાં આવી.

આ સર્વ બાબતનો, કોઇ વાંચનાર પુછશે કે, "ગુલી ગરીબની" વર્તાને શો સંબંધ ? આ સંબંધ દેખાડવો મુશકેલ નથી. જેટલો હોરમજશાહ શેઠનો માનમર્તબો વધતો હતો તેટલી આપણી ગુલીની ઇજત અને આબરૂ વધતી હતી. અગત્ય કરીને હોરમજશાહ શેઠના ભાગિયા અને જમાઇ દાખલ આપણા રૂસ્તમની વાખવાખી અને વિખ્યાતિનો વધારો એ શેઠના પોતાના દીકરા કરતાં વધારે હતો. લોકો જાંહગીર લંગડાને પિછાણતાં નહી હતાં તેટલાં રૂસ્તમને પિછાણતાં થયાં. જાંહગીરને તે વિષે કશી અદેખાઇ લાગતી નહી હતી. પોતાના બંનેવી અને તેના ભાઇઓની આબરૂથી જાંહગીર ખરાં દિલથી ખુશી થતો હતો અને આ એક વખતના "ગરીબ" ભાઇઓ તથા તેમની "ગરીબ" માને આગળ પાડવા જાંહગીર પોતાને ખામખા પછાત રેહવા દેતો હતો.

જેમ હોરમજશાહ શેઠથી રૂસ્તમની તેમ રૂસ્તમથી હોરમજશાહ શેઠની આબરૂમાં અરસપરસનો વધારો થતો ચાલ્યો હતો. રૂસ્તમે અગત્ય કરીને પોતાના કારખાનાનું કામ બોહલું વધારી નાખ્યું. તેમાં ઘણી નવી જાતની બનાવટો દાખલ કીધો, તેમાં ઘણા નવાં ગરીબોને રોજીએ લગાડયાં, તેમાં ઘણો વેપાર ખીલ્યો અને તે વેપારમાં રૂસ્તમે કારખાનાની પેદાસને ઘણી વધારી, તે તેના કારખાનાંની અંદર અને બાહાર તેની મુખ્ય કીર્તિ થઇ પડી.

છેલાં બે વર્ષનાં અરસામાં વળી રૂસ્તમના ભાઇઓની આબરૂ કાંઇ થોડી વધી નહી. સોહરાબ અમદાવાદ અને બીજા જીલાઓમાં બારિસ્ટર દાખલ એટલો ફતેહમંદ થયો કે પછી મુંબઈમાં ધંધો ચલાવવાની તેને હિમત વધી, અને ગુલીએ પોતાના દીકરાને પોતાની આંખો આગળ રાખતાં અગર બાહાર ગામ કરતાં મુંબઇમાં તેની આવક ઓછી થાયતો તેટલો પૈસાનો ભોગ વઠીક પસંદ કીધો. પણ તેટલોબી ભોગ આપવાની ગુલીને અગત્ય રહી નહી. સોહરાબ બારિસ્ટર દાખલ મુંબઈમાં રહ્યો તો રહ્યો પણ વળી વધારે કમાતો થયો. બે મોટા મુકદમામાં તેણે ફતેહની પકી વકી રાખેલી, તેમાં તે ફતેહ પામ્યો કે પછી તેની બીજી ફતેહોનો તમાંથી રસ્તો થયો. તે જડજોની શાબાસી પામ્યો અને થોડા મહીનામાં અચમ્બુચ ઉગતા સુર્ય પેઠે એ નવો બારિસ્ટર બારમાં દીપો નિકલ્યો.

બરજો પોતાના વિદ્યાના ખેત્રમાં ઓછો ખીલી નિકલ્યો નહી. જે વર્ષમાં હોરમજશાહ શેઠની અને તેવણના જમાઇની ફતેહ કીર્તિની નોક ઉપર ચહડી તેજ વર્ષનો દાખલો લઇયે તો બરજોની ફતેહ કાંઈ પછાત પડી નથી, તેનો એક મનપસંદ દાખલો તેજ વર્ષમાં બન્યો. ધંધે લાગવા પછી ધંધાની અને પરણ્યા પછી સંસારી રોકાણોને લીધે "દાદર સભા" માં રૂસ્તમનું ધ્યાન ઓછું થયું, પણ ત્યાં તેની બદલીએ મેહનત કરવા રૂસ્તમના ભાઇઓએ રૂસ્તમની એ જગ્યા લીધી હતી અને તે ભાઇઓમાં વળી મુખ્ય બરજો હતો. બરજો એક અછો બોલનાર, વિદ્વાન અખતરા કરનાર, અને ચાલાક ભાષણ કર્તા નિવડયો હતો. તેણે "હોરમજશાહ મિકાનીક્ષ ઇનસ્ટીટયુટ" માં રશાયણ શાસ્ત્ર, વીજળી, અને શુક્ષ્મદર્શક યંત્ર વિષે કરેલાં ભાષણો એવાં તો વખાણાતાં હતાં કે તે સાંભળવા દુરથી લોકો આવતાં હતાં.

આસતે આસતે આ ભાષણોની વિખ્યાતી વધી ગઇ, તે અંહીવેર કે ઇંગ્રેજી વર્તમાન પત્રોમાં છપાયલાં લખાણો ઉપરથી મુંબઇના ગવરનરનું તે ઉપર ધ્યાન ખેંચાયું. અને તેથી એમ કે ગવરનર જે

પરેલ રેહતો હતો તેને ઘણું આશ્ચર્ય લાગ્યું કે પરેલ જેવા તેની પડાશના જીલ્લામાંજ આવું એક મચેલું ખાતું સ્થાપેલું છે, અને તેમાં આવાં સરસ ભાષણો થાયછે, તેની આજસુધી ખબર પણ નહી હતી, એટલું એકમાર્ગીપણે તે કામ ચાલતું હતું.

પોતાની આ અચરતી એકવાર ગવરનરે હોરમજશાહશેઠ સાથ વાત કરતાં જણાવી અને જ્યારે હોરમજશાહથી તે નામદારે જાણ્યું કે આ બરજો, જેના ભાષણોની ગામમાં આટલી તારીફ હતી, તે તો આ શેઠના જમાઇ રૂસ્તમનો ભાઈ હતો અને તે ત્રણે ભાઇઓ ઘણી મુશ્કેલીમાં ભુખે મરતાંની હાલત ઉપરથી પોતાની માની કેળવણીથી અને પોતાના ઉદ્યોગથી વધીને આમ મોટા થયા હતા, ત્યારે ગવરનરની અચરતી એટલી તો પાર વનાની થઈ કે તે નામદારે "હોરમજશાહ મિકાનીક્ષ ઇન્સ્ટીટયુટ" માં હાજર થવા અને બરજોનું ભાષણ સાંભળવાની પોતે ખાયશ બતાવી.

ગવરનરની આ ખાયશ હોરમજશાહશેઠની તજવીજથી તુર્ત પાર પડી. એમાં શેઠની શોભા હતી, કાંકે આ ખાતાંને શેઠનું નામ આપેલું હતું, તેવણનો દીકરો તેનો સેક્રેટરી હતો અને તેવણનો જમાઇ એ ખાતાંનો સ્થાપનાર હતો. પણ શેઠે એ ખાતાંમાં ગવરનરને નોતરવામાં પોતાની શોભા કરતાં ગુલી "ગરીબ" ના દીકરાઓને આગળ વધારવાની એક અછી તક મળેલી જોઇ અને તે ઉપરથી પોતાના કરતાં બરજોના ભલાંને માટે શેઠે આ ગોઠવણ વધારે પાર પાડી.

---

## પ્રકરણ ૧૧૨ મું.

## પચીસ વર્ષ પછી પરણવાનો વાયદો.

"હોરમજશાહ મિકાનીક્ષ ઇન્સ્ટીટયુટ"—આપણી જુની, નાની ગરીબડી "દાદર સભા"—સાથની ગવરનરની મુલાકાત ધામધૂમ સાથ પસાર થઈ. તે દાહાડાનો સભાનો સઘળો ખર્ચ માતબર "ગુલી ગરીબે" આપ્યો. બરજોએ "વીજળી" વિષે ઘણાજ રળિયામણા અખતરાઓ સાથ ભાષણ કીધું; અને તે ભાષણથી પોતાને ઉપજેલી ખુશાલીના પુરાવામાં નામદાર ગવરનરે પોતે ભાષણ કર્ત્તાનો ઉપકાર માનવાની દરખાસ્ત બરજોની અને તેના ભાઇઓની બેહદ તારીફ સાથ કીધી.

આ સભામાં ગુલી પોતે હાજર હતી અને આ વિદ્વાન ભાષણકર્ત્તાની મા દાખલ, વખણાયલા બારિસ્ટર સોહરાબની મા દાખલ, નામીચા કારખાનાવાળા રૂસ્તમની મા દાખલ, અને છેલે હાનરેબલ હોરમજશાહ શેઠની વેહવાણ દાખલ શેઠે "ગુલી ગરીબ" ની ઓળખાણ ગવરનર સાથ કરાવી. ગવરનરે ગુલીના ભલા ગુણો ઉપર આફરીન કીધી અને આવા નામીચા દીકરાઓની મા થવા માટે તેને મુબારકબાદી આપી. ગુલીનો હરખ પોતાને અને પોતાના દીકરાઓને આ માન મળવા ઉપર નહી ઉપજ્યો તેટલો તેમની કેળવણીમાં મળેલી ફતેહને માટે ઉપજ્યો. બરજોનું ભાષણ ગુલીએ ભારી અજાયબીમાં ગરક જઇને સાંભળ્યું. બારિસ્ટર દાખલના સોહરાબના ભાષણની ઘણી સ્તુતિ થતી હતી, પણ તે ભાષણો સાંભળવા ગુલીથી કોર્ટમાં જવાતું નહી હતું. બરજોનું આ ભાષણ તો ગુલીને કાનેકાન સાંભળવાનો સંતોષ થયો હતો.

આખું પરેલ, મેહમ અને નાયગામ જાણેકે ભાષણ સાંભળવા ઉતરી પડયું હતું. "માસી દાસી" વઠીક પોતાના બાપ

જન્મમાં પેહલીજવાર એક "મીટિન" માં હાજર થઈ હતી અને તે તો અચરતીમાં ડુબાઇને દીગમૂઢ થઇ હતી. તે ઘેર જતાં જતાં ગુલી આગળ બોલી તેમ "કોણ જાણે કોણે તારા દીકરાને એટલીબધી અક્કલ આપી હશે? એ છોભરાયો એટલુંબધું ક્યાંથી શિખ્યો હશે? વિજળીનો આ બધો તમાશો એને કોણે શિખવ્યો હશે? ભેજું તો આટલું, ને તેમાં આટલું બધું સમાયું કેમ હશે?" ગુલીનો જવાબ એટલોજ હતો કે "એ સઘળું ખોદાએ કીધું, અને તેથી દાદાર હોરમજદના આપણે સુકરાના કરવાના છે?"

તે દાહડાથી ગુલીના ત્રણડ દીકરાઓની જાહેર દીપક વધારે પ્રકાશિત થઇ. નામદાર ગવરનરે જતી વખત ગુલીને અને તેના દીકરાઓને પોતાને ત્યાંની એક પાર્ટીનું મોહડું મોહડું ઇજન કીધું અને તે પાર્ટીને દાહડે ગુલી "ગરીબ" પોતાના ખાવિંદના મોત પછી ગોયા પેહલીજવાર મિજલશોમાં આવતી જતી થઈ. તેણે પોતાના ખાવિંદનો ગોયા શોક મુક્યો—તો જોકે તે કાંઈ શોકના ખોટા વેહમથી અગત્ય પડે તો બાહાર જતી આવતી નહી હતી એમ તો કશું હતુંજ નહી, અને તેનો પુરાવો ગુલીએ પોતાના ભર્તારના મરણ પછી દસમેજ દાહડે આપ્યો હતો. તોપણ આટલું ખરૂં કે તેણે આજ સુધી સંસારના વૈભવ અને મોજમજાહના ખ્યાલો તજી દીધા હતા. તેની મોજમાંમોજ પોતાના દીકરાઓને સારી રીતે ઉધારવામાં હતી. અને હવે તેની તે ઉમેદ પાર પડી એટલે મંડળીમાં બાહાર નિકલવાની ગવરનરની અરજ તેણે ખુશી સાથ કબુલ રાખી.

થોડા દિવસમાં બરજોને માટે એક મોટાં નામીચાં ખાનદાન તરફથી લગ્નનું વરાટાણું આવ્યું. પેહલાં તે ખાનદાનીઓએ બરજો ઉપર વશ ચલાવ્યો હતો, પણ બરજોએ તેમને પોતાની માનો હવાલો આપ્યો હતો. ગુલીએ આ વસટાલાં વિષે બરજોનું મત પુછયું. છોકરી ઘણી ખુબસુરત અને કેળવાયલી હતી, છોકરીના માબાપ મોટા લખપતિ હતાં, ખાનદાન અને આબરૂ પણ સારી હતી. બરજોને તે ઠેકાણું પસંદ હતું અને પોતાના દીકરાનાં આ સુંદર ભવિષ્યમાં આડે આવવા જેવું ગુલીને કાંઈ દીસ્યું નહી. વાડિયા ખાનદાનના માણકબાઈની માગણી ગુલીએ કબુલ રાખી અને કેળવાયલી અને કુશલ માણક ગુલીની વહુ થઇ.

વચલો દીકરો સોહરાબ હજી પરણવાનો રહી ગયો. જે દાહડે બરજોની બાયડીને ગુલીએ "ઘેર તેડી" તે દાહડે રાત્રે નવી વહુને તેને ઘેર વલાવ્યા પછી ગુલી સોહરાબ આગળ તેના લગ્નની વાત ખામખા છેડવા બેઠી નહી પણ તે વાત પોતાની મેળે નિકલી. સોહરાબના જીતેલા એક કેસ ઉપરથી તેની માએ તેને મુબારકબાદી આપી અને તેના બેહુ ભાઇઓ—આ દાહડે રૂસ્તમ પણ પોતાની બાયડી સાથે ગુલીને ઘેર જમવા આવ્યો હતો—તેઓ તેને બાયડી વગર એકલો રહી જવા માટે ચીડવવા લાગ્યા.

"એમ કે? હું એકલો રહી ગયો કે?" સોહરાબે હસીને પોતાનો ભરમ ફોડયો. "અરે હું બૈરી લાવીશ તે એવી લાવીશ કે તમે બેહુ ભાઇઓ મારી આગળ સરમાઇને ઉભા રેહશો."

"તે શું વળી? દીકરા સોહરાબ તેં કોઇને ધારેલી હોય તેમ શું તું બોલેછ?" ગુલીએ તાજુબ થઈ પુછયું.

"હા માયજી, આ બે ભાઇઓ ઠેકાણે પડયા ને હુંજ શું રહી જાવું?" સોહરાબે સર્વને અચરત કીધાં. "મેંબી મારૂં સુજયું કરી રાખ્યુંછ."

"ખરેખર? ક્યાં? કોણ સાથે? હું મા જેવી મા તે કાંઈ જાણું નહી?"

"તમોને જણાવવાનો વખત આવશે

ત્યારે તમોને જણાવ્યા વગર હું કાંઇ કરવાનો છું માયજી? તમારી મરજી ને રાજી રજાવંદી વગર હું નથી કરવાનો."

"પણ તે ક્યારે?"

"મેં કહ્યુંની કે વખ્ત આવશે ત્યારે."

"અને તે વખ્ત ક્યારે આવશે?"

"હું હાઇ કોર્ટનો જડજ થઇશ ત્યારે.

"હાઈ કોર્ટનો જડજ?" સદ્ધળાંઓ ખડખડ હસી પડીને બોલ્યાં.

"તમે મને હસી કાહાડોછ, પણ હું કહુંછ કે હું થવાનો."

"દીકરા, હાઈ કોર્ટનો જડજ થવાની અગાઉ તો તુને બીજી પાયરીઓ ચહડવાની છે."

"તે મેં ક્યાં ના કહ્યું માતાજી? પણ તે બધી માત્ર ચહડવાની પાયરીઓ છે. એ પાયરી ઉપર અટકવાનું નથી. અટકવાનું તો હાઈ કોર્ટનો જડજ થાઉં ત્યારે."

"પણ ભલા ભલાઓ વગ લગાડીને રહી ગયાછ."

"હું પણ મારો વગ લગાડુંછ. ચીફ જસટીસ મારા ઉપર ઘણો મેહરબાન છે, અને તમે જાણીને ખુશી થશો કે સ્માલકાજ કોર્ટમાં જે જગ્યા આવતે અઠવાડીયે ખાલી થવાની છે તે ઉપર ચીફ જસટીસે મારી તરફથી વગ લગાડવાની કબુલાત આપીછ.'

"પણ વારૂ ત્યારે પરણવાની વાત?"

"પરણવાનું તો હું હાઇ કોર્ટનો જડજ થયા પછી!" સોહરાબે વળી પાછી કબુલાત આપી.

"પણ, દીકરા, તું તો બોલતો હતો કે તેં તારાં મનમાં કોઇ ધારેલી છે?"

"હા, માયજી, પણ મેં તેને હાઈ કોર્ટનો જડજ થાઉં ત્યાં સુધીનો ટુંકો ને ટુંકોજ હવાલો આપ્યોછ."

"એમ વળી હોય? તે તારી બાપડી તું હાઇ કોર્ટનો જડજ થાય ત્યાં સુધી થોભશે કે?"

"હા, તે થોભવાને રાજી છે."

"ત્યારે તો, સોહરાબ, તું હાઇ કોર્ટનો જડજ જલદી થવો જોઇએ. બાકી નહી તો કે તારી ધારેલી માહબુબ કાંઇ ઘણા વર્ષો સુધી થોભે એમતો નહી હોય."

"કમમાં કમ ૨૫ વર્ષ તારી ધારેલી બૈયરને થોભવું પડશે." રૂસ્તમ હસ્યો. "હજીતો સ્માલકાજ કોર્ટનો જડજ થવાનો છે, ત્યાર પછી સડસડાટ વધ્યો જાય અને બીજા કોઈ દાવાદાર વચે નહી હોય તોપણ હાઈ કોર્ટની ખુરસીએ બિરાજવાને તુને બીજાં ૨૫ વર્ષ જોઇયે."

"થોભનારી તે છે, કાંઈ તમે તો નથી?' સોહરાબે બોહસ લીધી. "પચીસ વર્ષ તો પચીસ, પણ શરત એજ કે હું હાઈ કોર્ટનો હાનરેબલ મી૦ જસટીસ સોહરાબજી થાવું પછી તેને પરણું."

"એટલે કે ઘરડો થયા પછી?" રૂસ્તમ હસ્યો.

"એવી ધીરજવાળી તેં ધારેલી બૈયર કોણ છે, દીકરા?"

"માયજી, હું ખોટું નથી કેહતો. તે એવીજ છે."

"પણ મને કેહ તે કોણ છે?"

"તે બાટલીવાલાના ખાનદાનની છે." સોહરાબે તુર્ત નામ જાહેર કીધું. "તે બહમનશાહ બાટલીવાલાની બેટી બચું છે."

"ઠેકાણુંતો ઘણું સરસ છે. પણ સાચું બોલ, સોહરાબ, તું કાંઈ મશખરીતો કરતો નથી?"

"માતા, હું તમારી સાથ એવી મશખરી કદીબી કરૂં વારૂ?" સોહરાબે ગંભીરાઇથી જવાબ દીધો. "તમે એમ ધારોછ, માયજી, કે કોઈનાં બચ્ચાંનું નામ મારી મશખરીને માટે હું એમ વાપરૂંબી?"

"પણ દીકરા તું વાત એવી બોલછ કે માનવામાં નહી આવે. કોઇબી છોકરી વીસ પચીસ વર્ષ પછી તુને પરણવાના હવાઈ હવાલામાં રાજી થાય એ કેમ બને?"

"જો જલદી પરણીયે તો તે વધારે ખુશી થાય ખરી, પણ જો પરણવાનું હમણા નહીજ બને અને જો હું તેને થોભવા કહું

તો જ્યાંસુધી હું તેને કહું ત્યાંસુધી તે થોભે એટલા પ્યારથી તે મને ચાહેછે."

"પણ ત્યારે તું એમ કેહછ કે તું તેને પસંદ કરી ચુકયોછ અને તે તારા ઉપર રાજી છે?"

"હા માતાજી."

"અને ક્યારે પરણવું તે તેણે તદન તારી ખુશી ઉપર રાખ્યુંછ?"

"હાજી. પણ મારી ખુશી ઉપરાંત મારાં માબની ખુશીપરબી રાખેલું છે."

"ત્યારે તો તારી શરત તું હજી ફેરવી શકે ખરો કે દીકરા?"

"હા. જો વાજબી જોવું તો ફેરવું."

"ત્યારે મારી એક સલાહ કબુલ કર, સોહરાબ" ગુલીએ હવે મા દાખલની પોતાની આગલી સત્તાથી ફરમાવ્યું. "હાઈ કોર્ટના જડજના લાંબા વાયદા ઉપર તે બિચારીની ઉમેદને ટીંગાયલી રાખવાને બદલે સ્માલકાજ કોર્ટના જડજનો ઓધો જે તુને મળવાની વકી છે તેટલીજ શરત તું તેની સાથે કર. બહમનજી બાટલીવાળાનું ખાનદાન મને પસંદ છે. બચ્ચું પોતે મને પસંદ છે. અને તું તેને જલદી પરણે એબી મને પસંદ છે."

---

## પ્રકરણ ૨૧૩ મું.

## છેલી ભલાઇ.

સોહરાબે પોતાની વ્હાલી માની સલાહ માન્ય કીધી. ગુલીના દીકરાઓ માનું કહ્યું ક્યારે નહી માને? બચપણથી તેઓ માના કહ્યાગરા હતા, પણ મોટા થયા—ઉમરમાંજ નહી પણ પદવીમાં મોટા થયા પછીબી તેઓ પોતાની માના કહ્યાગરાજ રહ્યા.

અને તેનું એક કારણ હતું. પોતાની માની સલાહ ઉપર દીકરાઓને સદાનો વિશ્વાસ હતો. તેમને ખાતરી હતી કે તેમની મા કશી પણ આપમતલબ વગર દીકરાઓનાંજ નિરંતર ભલાંમાં મશગુલ હતી, માટે દીકરાઓ મોટા થયા તો શું થયું, પણ મા તેમના કરતાં વડી હતી અને તેની સલાહ ખોટી હોયજ નહી.

સોહરાબે તુર્તજ બચ્ચુંને અને તેના માબાપને પોતાની માની ખુશી જાહેર કીધી. બહમનજી બાટલીવાળા અને તેના ધણીયાણી ડોસીબાઈની ખુશીથી અને તેમની નજર તલે સોહરાબ તેમની બેટી સાથ મોહબત રાખવા લાગ્યો હતો. તે ત્યાં જતો આવતો હતો તે ગુલીને માલમ હતું, પણ આમ ત્યાં પરણવાની પોતાના દીકરાની ઉમેદની તેને ખબર નહી હતી. પોતાની એ ઉમેદ વખત આવે ત્યાંસુધી સોહરાબે ખાનગી રાખી હતી, પણ હવે તે કબુલ કરવાને શરમાયો નહી, અને પોતાની માની ખુશી તે તરફ છે એ જોયા પછી સોહરાબે પોતાની પરણવાની હસવા સરખી શરત કાહાડી નાખીને તેમાં સુધારો તુર્ત કીધો તે એ કે હાઈ કોર્ટનો નહી પણ સ્માલકાજ કોર્ટનો જડજ થયા પછી તેણે બચ્ચું સાથ પરણવું.

ગુલીએ જોયું કે ઉપલા અજાયબ જેવા એકરારમા સોહરાબે કશી સહરાગાન કીધી નહી હતી. બાટલીવાલાની બચ્ચું સાથનો સોહરાબનો પ્યાર એક દાહડે ગુલીને નજરોનજર જોવાને બન્યું. હાનરેબલ હોરમજશાહ શેઠને કાઉનસીલના મેમબર થવાની ખુશાલીમાં જે જાહેર જીયાફત આપવાના ઉઘરાણાની હીલચાલ આપણે ઉપર જણાવી, તે જીયાફતના એક જવાબ અને ઉપકારની ઈબાણી લેખે હોરમજશાહે પોતાના વાલકેશ્વરના "હોરમજ બાગ" માં એક સુંદર પાર્ટી બોલાવી હતી. તે પાર્ટી ઈગ્રેજ અને